૭૮૬

# આલિમ — બે આમાલ.

લખી પ્રસિદ્ધ કરનાર—

જમાદાર હમીદખાં નજીમખાં ગંડાપુરી.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—રાજગુરૂની પોળ—વડોદરા.


આવૃતી ૧ લી ઈ. સ. ૧૯૧૫ પ્રત ૧૦૦૦

કીં. ૦—૧—૬

લખીને પ્રસિદ્ધ કરનાર—
જમાદાર હમીદખાં નજીમખાં ગોંડાપુરી.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-રાજગુરૂની પોળ-વડોદરા.

છાપનાર—મુલચંદ કસનદાસ કાપડિયા.
છાપવાનું ઠેકાણું—'જૈન વિજય' પ્રિન્ટીંગ પ્રેસ ખપાટીઆ
ચકલા, તાસવાળાની પોળ, લક્ષ્મીનારાયણની વાડી-સુરત.

૭૮૬

# દીબાચો.

હાલના જમાનામાં કેટલાક આલિમો જાહેરમાં એવા પરહેજગાર અને એવા ખરા રસ્તા ઉપર ચાલનારા પોતાને જાહેર કરે છે કે જેથી બિચારા કેટલાક ભોળા લોક ઝટ તેમની જાળમાં આવી જાય છે. જાહેરમાં તો તેઓ મોટી મોટી પાઘડીઓ, મોટા મોટા ઝબ્બા, અને મોટી મોટી ઈજારો પહેરે છે અને લાંબી દહાડી રાખી જાહેરમાં મીઠી મીઠી વાતો કરી પોતાની પરહેજગારીની લોકો ઉપર છાપ પાડે છે અને ધર્મને બહાને તેમને ધુતવાનો ધંધો કરે છે. આથી અમારૂં કહેવું એમ નથી કે બધાજ આલિમો આવા છે. તેમનામાં ઘણા સારા પણ છે જે શરીઅતના હુકમ પ્રમાણે જાહેર અને બાતિન એક રાખી ખુદા વાસ્તેના કામો કરે છે અને લોકોને ફાયદો પહોંચાડે છે. પણ એટલું તો કહેવું પડશે કે એવા આલિમોની સંખ્યા તેમની વસ્તીના પ્રમાણમાં જોઈએ તેટલી નથી. જેઓ સારા છે અને ઈસ્લામ પ્રમાણે ચાલે છે તેમના તો અમે તાબેદાર છીએ અને તેમને અમે અમારા પેશવા સમજીએ છીએ જો તેમની અમે કદર ન કરીએ તો પછી પેગમ્બર સલઅમના કહેવા પ્રમાણે અમે મુસલમાન હોવાને લાયક ગણાઈએ નહીં. ખરા આલિમ પેગમ્બર-અંબીઆના વારસ છે. અંબીઆનો વારસો ખરૂં ઈલમ છે ન કે રૂપીયો-પૈસો, તેથી ઈલમ શીખવાનું દરેક

મુસલમાન ઉપર ફરજ છે. પણ નાલાયક અને ખોટા ચલણ વાળા માણુસને શીખવાડવું એ મુનાસબ નથી. કુરાને શરીફની એક આયત પઢવી એ હઝાર રકાત નમાજથી વધારે છે. ખરો આલિમ એ છે કે જે ઈલમનો ફેલાવો ફક્ત ખુદાના માંટેજ કરે છે. તેને દુનિયાની લાલચ અને અમીરો–માલદારોની જરા પણ પરવા હોતી નથી. તેને ઈલમના રસ્તાથી દુનિયા મેળવવાનો જરા પણ ખ્યાલ હોતો નથી. તે એવો હોય છે કે તેની પાસે બેસવાથી હસદ, બુગજ, કીનો, કપટ, ગુસ્સો, નફસાનીયત, લાલચ, વિગેરે બુરાઈઓ દુર થઈ માણુસના મન ઉપર ખુદાતાલાની મહોબતની ઉંડી છાપ પડે છે અને તેના મનમાં ખુદાનો ઈશક પેદા થાય છે. ખુદાના રસ્તા ઉપર ચાલનારા આલિમ દુનિયાના લોકો માટે પ્રકાશરૂપ છે. ઇલમ બે પ્રકારનાં છે. એક જીભ ઉપર હોય છે તે, અને એક દીલ ઉપર હોય છે તે. આખેરતમાં એજ ઇલમ કામમાં આવવાનો છે જેની દીલ ઉપર છાપ બેઠી છે અને જે ઉપર અમલ કરવામાં આવે છે. વગર અમલનો ઈલમ કાંઈ કામનો નથી. તેમ વગર અમલનો આલિમ પણ કાંઈ કામનો નથી. આવા બેઅમલ આલિમો માટેજ આ કીતાબ લખવામાં આવી છે. સારા અને ખરા દીનદાર આલિમો માટે લખવામાં આવી નથી. કેટલાક બેઅમલ અને ગીલીટવાળા છે તેઓ કદાચ આ કિતાબ જોઈને ઉંચા નીચા થશે પણ તેમણે જાણવું

જોઇએ કે અમોએ કાંઈ કોઇને માઠું લગાડવા કે કોઈની હતક કરવા આ કિતાબ લખી નથી. અમોએ આમાં જે કાંઈ લખ્યું છે તે બદચલન અને બેઅમલ આલિમો માટે લખ્યું છે. સારા માટે તો આમાં એક હરફ પણ નથી તેમ અમે પાડી શકતા પણ નથી. એટલે જેઓ બદચલન અને બેઅમલ હશે તેજ અંદરખાને નારાજ થશે અને તેમનેજ આ કીતાબ વાંધા પડતી લાગશે.

અમોએ આ કિતાબ કાંઈ મસલાઓ માટે કહાડી નથી પણ જુદી જુદી વાતોની સરખામણી કરી એવા આલિમો આગળ ખરી હકીકત રજુ કરી છે કે જેથી તેઓ તોલ કરે અને જો પોતામાં કાંઇ ખામી હોયતો સુધારે. શરીઅતના મસલા અમારા માથા ઉપર છે. અમે તે વિશે કંઇ કહેવા માગતા નથી. પણ આવા આલિમોના ચલણ માટે અમારે બે સુખન કહેવા પડે છે. જેથી ખોટું લાગે તો માફ કરશે. કારણ કે તેઓ સમજે છે કે અમો ખરી-હક વાત કહીએ છીએ. અમે જાણીએ છીએ કે ખરા આલિમો તો અમારૂં આ લખાણ જોઇને જરા પણ નારાજ થશે નહી; બલ્કે અમને ખરી વાત કહેવા માટે ધન્યવાદ આપશે. હાલમાં કેટલાક આલિમો લોકોને ભળતું ભળતું સમજાવી તેને અવળે રસ્તે દોરે છે તેમને તો આ તકે અમારી એજ સલાહ છે કે તેમણે એવા કામથી તદન અલગ રહેવું અને આપણી માયાળુ સરકારે ગરીબ રાજયોને બચાવવા ખરાપણા ખાતર લડાઇમાં

ઉતરવાનું જે બીડું ઝડપ્યું છે તેમાં તનમન અને ધનથી મદદ કરવી. પોતે નવરા બેશી નકામાં ટંટા ફિસાદ ઉભા કર્યા કરતાં લડાઈમાં જવા માટે પોતાની જાત મહેનત અને વાએજથી માણુસો મેળવી આપવા કોશીશ કરવી એજ બેહુતર છે. હાકમની તાબેદારી કરવી અને તેને મદદ કરવી એ શરીઅતનું ફરમાન છે. ઇલમવાળા માણુસોએ સંજોગોનો ખ્યાલ કરવો જોઈએ. આપણી સરકાર આપણા માટે આટલી બધી મહેનત ઉપાડે છે માટે તેને મદદ કરવા તૈયાર થવું એ આલિમોની પહેલી ફરજ છે. આપણી પવિત્ર જગાઓ માટે ના૦ સરકારે આપણને ખાત્રી આપી છે એટલે આપણે તો ખાત્રી આપનારને મદદ કરવામાંજ આપણો લાભ છે. માટે આશા છે કે આવા આલિમો એ તરફ ધ્યાન લગાડશે. જો થોડા ઘણા આલિમ પણ આ કામની કોશીશ માટે બહાર પડશે તો અમે અમારી મહેનત સફળ થએલી માનીશું અને ખુદાનો ઉપકાર માનીશું કે ખરાપણાને માટે ભોગ આપનારા ખુદાના લાલ દુનિયામાં છે. આ કિતાબ લખવાનો હેતુ પણ એજ છે કે આલિમો. પોતાના માંહોમાંહેના ઝગડા છોડી દઈ સરકારને મદદ કરવા તૈયાર થાય.

તા૦ ૨૯-૧૨-૧૫. રવીવાર. મુ૦ વડોદરા.

લી૦ જ૦ હ૦ ન૦ ગંડાપુરી.

# ૭૮૬

# આલિમોને બે બોલ.



## ઇલ્મ.



આજકાલ કેટલાક લોકો ઇલમ પઢી પોતાને પરહેજગારીમાં ખપાવવા માંગે છે, અને ખાસ શરીયત ઉપર ચાલવાનો દાવો કરે છે પણ તેઓ શરીયત કોને કહે છે તે જોશે તો તેમને સમજ પડશે કે તેઓ શરીયતથી ઘણા દુર છે. હસદ ( ઇર્ષા ), બુગઝ ( અદેખાઇ કીનો–મેલ, કપટ, ગરૂરી, લાલચ, વિગેરે જોઇએ તેટલી રાખે, લોકોની ગીબત તથા નીંદા કરે, બ્યાજ ખાય, બેવાઓ–રાંડી રાંડોનો, તથા યતીમો–અનાથ બાળકોનો માલ ખાઇ જાય, મસ્જીદ તથા વકફ–ધર્માદાનો પૈસો હજમ કરી જાય, મુશરિકોના ઘરનાં પતાસાં, મીઠાઇ, તથા ખાવાનું ખાય, મસ્જીદમાં બેસી દુનિયાની વાતો કરે, લોકોના એબ-છીદ્ર જુએ, તથા નાહક લડે, પૈસા, ઇલમ, અક્કલ, ખાનદાની, હુકુમત., જવાની, અને ઇબાદત–ભકતીના અજીરણથી ફુલાઇ જાય, હરામખોરી કરે, અને કહે કે અમે શરીયત ઉપર છીએ! પણ તેમણે સમજવું જોઇએ કે શરીયત તો બાલથી બારીક છે. ચાંદી સોનાના દાગીના પહેરવાથી, સારાં સારાં લુગડાં વતી શરીર શણગારવાથી, કે

મોટી વાતો કરવાથી, સારી સારી ન્યામતો-વાનીઓ ખાઇ પેટ ભરવાથી તથા વગર અમલે-રેહેણી વગર વાયજ-બોધ કરવાથી કંઇ શરીયત ઉપર ચાલવાનો દાવો કરી શકાતો નથી. પેગમ્બર સલ્અમે કંઇ જરદા, બીરયાની, શીરબીરંજ, માકુતી, ફીરની, બાકરખાની, કલીયા, કુવાબ, સમોસા, એવી એવી ચીજો ચીનીની રકાબીમાં મોટા ઠાઠ સાથે આરાસ્તા-શણગારેલા દસ્તરખાન ઉપર બેસીને કદી ખાધી નથી; તેમજ હાલનાં જમાનાના આલિમો જેવા ઉમદા ઉમદા ફાખરા-કીમતી લીબાસ પહેરે છે તેવા તેમણે કદી પહેર્યા નથી. એ વિષે હાલમાં આલિમોને કોઇ કહે છે તો તેઓ તેમને સંભળાવવા તૈયાર થાય છે કે અલ્લાહ જે ન્યામત-પ્રસાદીઓ આપણને આપે તો તેનો ઉપયોગ શા માટે ન કરવો ?

તો આવા આલિમોને પુછવામાં આવે છે કે શું એવી ન્યામતો ખુદાતાલા તરફથી પેગમ્બર સલ્અમને મળી શકતી ન હોતી ? તેઓ મરતબામાં અલ્લાહની નજરમાં શું આલિમોથી ઉતરતા હતા ? પેગમ્બરી અને કુરાન શરીફ જેવી ઉમદા ચીજ તેમને ખુદાતાલાએ આપી અને તેમને "શફીઉલ-મુજનબીન"-ઉદ્ધારક અને "રહેમ-તુલ-લીલ-આલમીન" જગતના તારકનો મરતબો ઇનાયત કર્યો, તો શું ખાવાની અને બીજી એશ આરામની ચીજો તે તેમને ન આપી શકત ? માટે આવી દલીલ કર્યા કરતાં તેઓ પેગમ્બર સલ્અમનો ખુલ્ક-વિવેક અખતીયાર કરી એકજ તરકારી-શાક સાથે લાકડાના વાસણમાં ખાઇ તેમના જેવી આજીજી અખ્તીયાર કરે ત્યારે તેમનો શરીયત પર ચાલવાનો દાવો કદાચ ઠીક કહેવાય. ઇલમ પઢયા એટલે ખુદાના તખત સુધી જઇ પહોંચ્ય એમ માની લેવાનું નથી. શેતાનનો ઇલમ ત્યા

ઇબાદત કંઇ ઓછાં હતાં ? કહે છે કે તેણે નવ લાખ વરસ સુધી ખુદાની ઇબાદત કરી હતી, પણ તેણે હઝરત આદમને સીજદો–દંડવત નહીં કરવાની એક નાફરમાની કરી એટલા માટે તેને ફરિશતામાંથી કાઢી નાંખી, શેતાન બનાવ્યો. તો પછી ઇલમ અને ઇબાદતની વાતજ ક્યાં રહી ! આશક લોકો કહી ગયા છે કે " પઢ પઢ કર પથ્થર ભયે, લિખ લિખ વાલે ચૉડ; જીન બાંતું સેં પીયુ મીલે, વો બાતાં કુછ ઑર. " માટે અલ્લાહને મળવાનો ઇલમ તો જુદોજ છે.

કેટલાક આલિમો તો જાહેરમાં એવી પરહેજગારી અને બેપરવાઈ બતાવે છે કે જાણે તેમને પૈસાની બીલકુલ મોહબતજ નથી, અને તેઓ કોઇ પાસેથી એક પૈ સરખી પણ લેતા નથી. તેઓ આ જાહેર દેખાવ એટલા માટે કરે છે કે વાયજ કરવામાં બહુ તો દર વાયજ દીઠ બે રૂપીઆ મળે, અને એવા વાયજ કદાચ બાર મહીનામાં પચાસ થાય, તો તેમને બાર મહીને સો રૂપીયા મળે, તો તેટલા માટે મોલવી સાહેબ પૈસા લે છે, એમ લોકોમાં કહેવાય, એ તેમને ઠીક લાગતું નથી. તેઓ એમ બતાવી આપવા માંગે છે કે તેઓ પૈસા બીલકુલ લેતા નથી, અને ખુદા ઉપર ભરોસો રાખીને પરહેજગારીથી ચાલે છે, આથી લોકોમાં તેમની તારીફ થવા માંડે છે. પૈસાને મોલવી સાહેબ હાથજ લગાડતા નથી, માટે તેમને માટે કંઇ તો કરવુંજ જોઇએ, એમ ધારી કોઇ પૈસાવાળો માણસ તેમના બાર મહીનાના ખરચ માટે એક મોટી રકમ આપવા તૈયાર થાય છે. પ્રથમ તો મવલાના તે લેવા આનાકાની કરે છે, પણ "મનમાં ભાવે ને માથું ધુણાવે" એ કહેવત પ્રમાણે લાચારીથી તેઓ બીચારાને રકમ કબુલ કરવી પડે છે ! રકમ કબુલ કરતી વખતે વળી

ભાર મુકીને પેલા આપનારને કહે છે કે તમે શરીઅનના ઘણા પાબંદ અને પરહેજગાર માણુસ છો, તેથી હું આ કબુલ કરૂં છું! નહીંતો તેના સામું પણ ન જોઉં! આમ કહી તે પેલા આપનાર ઉપર ભાર મુકી એ બાર મહીનાના ખરચની રકમ કબુલ કરે છે; પણ જો પેલા આપનાર તરફ જોશો તો કદાચ તે વ્યાજ ખાનારો, કે ધર્માદા-વકફ ફંડના પૈસાથી વેપાર કરી લાભ મેળવનારો જણાશે! મોલવી સાહેબ આ પૈસા કયા હકથી લે છે તે સમજાતું નથી! શુ, આવો પૈસો લેવો વ્યાજબી ગણાય કે? રૂપીયો સવા રૂપીયો લોકોની પાસેથી લઇ બાર મહીનાની ખરચની રકમ ભેગી કરનારા આવી મોટી રકમ એકદમ વસુલ કરનારાઓને શું પહોંચી શકે? શું, આ બાબતમાં મોલવી સાહેબને વધારે હુંશીયાર અને આગળ પડતા કહેવામાં આવે તો કંઇ ખોટું છે? શું તેમની દુરઅંદેશી ઓછી છે? કોઇ તસવીર નજરે પડે ત્યારે તો મોલવી સાહેબ "લાહોલ" પડે છે અને ધીક્કાર બતાવે છે, પણ તસવીરવાલો રૂપીયો કે ગીની તેઓ જુવે છે તો તેઓ સઘળું ભુલી જાય છે અને તેને પોતાના ગજવામાં મુકી શુકરાના-ઉપકારની નમાજ પઢતા થઇ જાય છે! આવી ચીજો મળે તો નમાજ પઢવીજ જોઇએ! કારણ કે પૈસો પણ "કાઝીયુલ હાજાત" છે, એમ તેઓ સમજે છે! તેઓ જાહેર ઇબાદતને ઘણું, જોર આપે છે પણ બાતિન-અંદરખાને કંઇ જોતા નથી. તેઓ પોતાની જાહેર ઇબાદત માટે એટલાતો મગરૂર હોય છે કે, તેઓ કહે છે કે માણુસ જો ઇબાદત કરે તો પેગમ્બર જેવો થઇ શકે! પેગમ્બર આપણા જેવા માનવી- બશર હતા[1]

---

૧. "કુલ ઇન્નમા અના બશરૂમ-મિસ્લો કુમ" ની કુરાન [illegible]ફની આયત બતવે છે, જેનો અર્થ "કહી દો, હે! પેગમ્બર, કે [illegible]ારા જેવો માણસ છું.

તેથી આપણે જો ઇબાદત કરીયે તો તેમના જેવા થઇ શકીયે. આવા ખ્યાલથી કેટલાક હજ પઢવા મકકે જાય છે પણ જયારત કરવા મદીને જતા નથી. પણું તેમણે જાણવું જોઇએ કે પેગમ્બર સલ્અમ એવા માનવી-બશર હતા, કે જેમની પાસે ' જીબ્રાઇલ ફરિસ્તા 'વહી-ખુદાનો સંદેશો લઇને આવતા હતા, જેમનો સાયો-પડછાયો પડતો ન હોતો, જેમના ઉપર વાદળી-સાયો-સીજો કરતી હતી, જેમના શરીર ઉપર માંખ બેસતી ન હોતી, જેમના ઉપર "કુરાન શરીફ" ઉતાર્યું હતું, જેમને ખુદાતાલાએ મેરાજમાં પોતાની રૂબરૂ બોલાવ્યા હતા, જેમને માટે તમામ મખલુક—વિશ્વ તથા ફરિસ્તા દરૂદ પડે છે, જેમના ઉપર પેગમ્બરી ખતમ કરી દીધી છે, જેમને "હયા તુન-નબી" જીવતા જાગતા પેગમ્બરનો મરતબો આપેલો છે, તો શું એવા મરતબાને તેમની ઉમ્મતનો માણસ ઇબાદતથી પહોંચી શકે ? શું પકવાન ખાઇને ઉંઘો કાઢનારા અને પાપી મનના કહ્યા પ્રમાણે ચાલનારા એ દરજ્જાને લાયક થઇ શકે ?

હઝ ત પીરાન પીર દસ્તગીર, હઝરત ખ્વાજા મૂઇનુદ્દિન ચિસ્તી, હજરત ખ્વાજા કુતબુદ્દીન ચિશ્તી, હઝરત ખ્વાજા ફરીદોદ્દીન શકર-ગંજ ચિસ્તી, હઝરત નીજામુદ્દીન ઑલીયા ચિસ્તી, હઝરત અલી એહમદ સાબિર ચિસ્તી, હઝરત ખ્વાજા નસીરૂદ્દીન ચિરાગ દેહલવી ચિસ્તી, એ શું આલિમ નહોતા? શું તેઓ ઇબાદત કરવામાં ઓછા હતા ? શું તેમણે કોઇ વખત એમ કહ્યું છે, કે ઇબાદતથી પેગમ્બર જેવા થઇ શકાય છે? શું તેઓ હાલના જમાનાના આલિમો જેવા હતા ? તેમની કીતાબો પઢવાથી તો માલમ પડે છે કે તેમનો ઇલમ હાલના આલિમો કરતાં ઘણે દરજ્જે ચડીયાતો હતો. તેઓ જો કે જબરદસ્ત

આલિમ હતા, તોપણ તેમનામાં જરા પણ ખુદી-અભિમાન કે નફ્સાનીયત-વીકાર નહોતાં, શું તેઓ હાલનાં જમાનાના આલિમો માફક માન મરતબાની ઇચ્છા રાખતા હતા? શું તેઓ ઉપર નીચે બેસવા માટે લડી મરતા હતા? શું તેઓ હાલના આલિમોની માફક પાણીપતનું યુદ્ધ જગાડતા હતા? તેમની વાત તો બાજુ પર રહી, પણ ખુદ પેગમ્બર સલ્અમની એ હાલત હતી, કે પોતે કદાચ કોઈ મજલિસ-સમાજમાં જતા, તો સહુથી છેલ્લે બેસી જતા. ગાદી તકીયે બેસવાની કદી ખાહેશ-ઇચ્છા રાખતા નહીં. હાલના જમાનામાં આવા ખુલ્ક-વિવેકવાળા આલિમો કેટલા નીકળશે? તેમની સરભરામાં તો કદાચ જરાક કસર પડે છે તો ઝટ તેઓ વાયજમાં કહેવા ઉભા થાય છે, કે "જાહીલ લોકો કંઇ સમજતા નથી, અને આલિમની કદર કરતા નથી, આલિમો વારેસુલ-અંબિયા છે, માટે તેમની જેટલી ખીદમત કરવામાં આવે તેટલી થોડી છે, અને તેમને વધારે રાજી રાખો તેમ વધારે સવાબ મળે છે." શું આનુંજ નામ પેગમ્બર સલ્અમનો ખુલ્ક કે? શું આનુંજ નામ વારસુલ-અંબીયા કે? શું ખુદ-પસંદી અને ખુદ-ગરજમાંજ પેગમ્બરનો વારસો રહેલો છે કે? આપણે જાણીયે છીયે કે વારેસુલ-અંબીયાનો અર્થ "પેગમ્બરના વારસ" એવો થાય છે. પેગમ્બરનો વારસો ખુદાનો ખાસ ઇલમ અને પેગમ્બરનો ખુલ્ક છે; કંઇ પૈસો કે દુનીયા નથી. કેટલાકને પેગમ્બરના ખુલ્કનો વારસો મળેલો હોય છે જ્યારે કેટલાકને પેગમ્બરનો (શક્કુસ-સદ્ર) સીનો-છાતી મુબારક ચાક કરીને તેમાંથી જે કાળો દાગ કાઢી નાંખવામાં આવ્યો હતો તેનો પણ વારસો મળેલો હોય છે; તો પોતાને વારેસુલ-અંબીયા જાહેર કર્યા પહેલાં પોતાના મનથી વીચાર કરવો જોઇએ, કે મને કયો વારસો મળેલો છે? જો તેઓ

આ બાબતની તપાસ કરશે તો તેમને તુરત માલમ પડી આવશે કે વારેસુલ-અંબીયા થવું એ કાંઇ સહેલી વાત નથી. પોતાનો મરતબો વધારવા માટે લોકો આગળ મોટી મોટી વાતો કરવી અને શરીયત પ્રમાણે અમલ કરી દેખાડવો એમાં ઘણો તફાવત છે. આલિમો મોઢે તો કહે છે કે જુઠું બોલવું, ગીબત કરવી, હસદ કરવો, લાલચ રાખવી, ગરૂરી કરવી, મુશરિકોના ઘરનું ખાવું, મસ્જીદમાં દુનીયાની વાતો કરવી, લોકોના એબ જોવા, ઇલમ પઢાવી પૈસા લેવા, બ્યાજ ખાનારના ઘરનું ખાવું, બેનમાજી ઓરતો અને ભડીયારાઓના હાથનું રાંધેલું ખાવું, આદમનો મેળો જોવો, એ વિગેરે, ભારે ગુનાહના કામ છે. તો હવે પુછવામાં આવે છે કે ઉપલી વાતોથી પરહેજ કરનારા-દુર રહેનારા કેટલા આલિમ નીકળશે ? તેઓ જ્યારે ઉપલા ગુનાહ કરતા માલમ પડે છે, ત્યારે તેમને એ વિષે પુછવામાં આવે છે તો કહે છે કે માણસ ભુલને પાત્ર છે, તે ભુલનો બનેલો છે માટે ભુલ ખાઇ જાય છે; માટે લોકોએ કેટલીક ભુલો દર ગુજર કરવી જોઇએ. શું આવા ગુનાહ ભુલો કહેવાય કે? પઢેલા ગણેલા અને પોતાને વારેસુલ-અંબીયા કહેવડાવનારા લોકો ઉપલી વાતો કરે તો શું ભુલ કહેવાય કે ? જો આલિમોના આવા ગુનાહને ભુલ તરીકે ગણવામાં આવે તો એક સાધારણ ઇલમનો માણસ તાજીયા જોવા જાય તેનું શું ? તેઓ બીચારા આવી કોઇ બાબત કરે છે તો મોલવી સાહેબ તેને વાતો સંભળાવવા તૈયાર થાય છે અને તેમના ઉપર પોતાની ધરધરાઉ 'લાનત'નો વરસાદ વરસાવે છે, અને કહે છે કે તેઓ શરીયત પ્રમાણે ચાલતા નથી, માટે તેમનાથી વહેવાર નહીં રાખતાં દુર રહેવું સારૂં છે. હવે અહીં એ સવાલ ઉભો થાય છે કે જે લોકો મુસલમાન નથી તેમની સાથે વ્યવહાર રાખવો

એ કેવું છે? હીંદુ, પારસી, ક્રીસચીયન, એ લોકો મુસલમાની શરી-યત પ્રમાણે ચાલતા નથી, તો શું આલિમો તેમની સાથે વ્યવહાર નહીં રાખતાં દુઃર નાસે છે? શું તેમને ત્યાં તેઓ જલસા અને પાર્ટીઓમાં જતા નથી? શું તેમને ત્યાં પોતાના કેસ માટે સલાહ લેવા જતા નથી? શું તેમની સાથે વ્યવહાર રાખતા નથી? જો એવા માણસો સાથે આલિમો મોટા મનથી વર્તે છે અને તેમની સાથે વ્યવહાર રાખે છે, તો કલમાના શરીક મુસલમાનો સાથે તેઓ કેમ આડ બાંધે છે એ સમજાતું નથી! શું તેઓ તેમને પરહેજગાર ગણતા નથી તેથી? શું તેઓ કંઇ ભેટ મુકતા નથી તેથી? શું તેઓ તેમને ગાંઠતા નથી તેથી? શું તેઓ તેમને "મવલાના" "મવલાના" કહેતા નથી તેથી? શું તેમની હાંજી હાં કરતા નથી તેથી? આનો જવાબ અમે આપી શકતા નથી, એ તો આ-લિમો પોતેજ સારી રીતે જાણી શકે છે.

વળી કેટલાક આલિમો તો એટલે સુધી કહેવા તૈયાર થાય છે કે યજીદ જેવાને પણ ખોટો કહેવો જોઇએ નહીં, કારણ કે મુસલ-માનને ખોટો ગણવાનો હુકમ નથી. તો પછી આવા લોકોને શા માટે તુચ્છકારી કાઢવામાં આવે છે? અમારા સુન્ન આલિમોએ સમજવું જોઇએ કે લોકોનો તુચ્છકાર કરવાથી ઇસ્લામનો પાયો મજબુત થતો નથી; પણ પોતાના ઉમદા ચલણના જોરથી તેમના ઉપર છાપ પાડી તેમને મન કાબુમાં લેવાથી થાય છે, માટે તેમણે બોલ્યા કરતાં કરી દેખાડવું જોઇએ.



## કયો આલિમ ખેરાત કરે છે?



ખેરાત આપવાના ફાયદા આલિમ લોકો એટલા બધા બતાવે છે કે જેની કાંઇ હદ નહીં. વળી તેના ટેકામાં હદીસ પણ કહી સંભળાવે છે કે સખી માણુસ " ફાસિક—ખોટા ચલણનો હોય તો પણ તે ખુદાનો દોસ્ત છે." જો ખેરાતમાં આટલા બધા ફાયદા છે તો કેટલા આલિમો ખેરાત કરવા તૈયાર થઇ આવા ફાયદા મેળવવા બહાર પડે છે? કેટલા આલિમો બાર મહીને જકાત આપવા તૈયાર થાય છે? જકાત આપવી તો બાજુપર રહી પણ લેવા તો તૈયાર! મ્હોંથી બોલવું તો સહેલું છે પણ કરી દેખાડવું ઘણું અઘરું છે. પૈસાને તો તેઓ " કાઝીયુલ—હાજાત " અને " મુઅલગ અલય-હિસ—સલામ" ગણે છે અને તેથીજ તેમણે તેને માટે આવાં નામો શોધી કહાડયા હોય એમ જણાય છે. ઇલમવાળાઓનુંજ આ કામ છે. વગર ઇલમવાળો આવાં નામ શોધી કાઢી શકેજ નહીં.



## પૈસાવાળાને ત્યાં દોડતા જાય છે.



હાલના આલિમો પૈસાના તેજમાં એટલા તો દબાયલા હોય છે કે પૈસાવાળો કદાચ બદફેલી કરે, નમાજ ના પઢે, શરાબ પીયે, અને દાઢી મુંડાવે, વ્યાજ ખાય, તોપણ તેને ત્યાં કાંઇ કાજ અવસર આવે તો " શેઠ, " "શેઠ" કરતા વહેલા વહેલા દોડી જાય છે. અને કોઈ ગરીબ કદાચ તેમની નજરમાં એવા એબ કરતો

જણાય તો ત્યાં શરીયતના મસલા કહાડી પોતાની પરહેજગારી દેખાડવા તૈયાર થાય છે! શું આનુંજ નામ પરહેજગારી કે? શું આનુંજ નામ શરીયત કે? શું ઇસ્લામ સઘળો પૈસામાંજ આવીને સમાયલો હોય છે કે? જો પૈસાનાજ તેઓ દબેલા હોય તો પછી તેમનાથી સારી નસીહતની શું આશા રાખી શકાય? બે રૂપીયા કે પાંચ રૂપીયાની આશામાં તેઓ લોકોને વાયજ કરી નસીહત–બોધ કરવા તૈયાર થાય તો તેમના વાયજથી પણ શું અસર થવાની હતી! તેમની હાલત એક કારીગર અથવા મજુર કરતાં કાંઇ વધારે હોતી નથી! એક કડીયો આપણે ત્યાં સવા રૂપીયો લઇને રોજ કામે આવે છે, તે તે દીવસનો આપણો મજુર ગણાય છે, તો પૈસા લઇ આપણે ત્યાં વાયજ કરવા આવનાર આલિમ પણ ભાડુતીજ ગણાય એમાં નવાઇ શું? આવા ભાડુતી આલિમ કદાચ ગામમાં પેશ ઇમામી કરે છે તો ગામના આગેવાન કહે તે પ્રમાણે નમાજ પઢાવે છે. જો નમાજ પછી ફાતેહા પઢવાની તેમને તેઓ મનાઇ કરે છે, તો તે ફાતેહા પઢવાનું છોડી દે છે વળી કેટલાક તો આગેવાનો માટે નમાજમાં પણ ઢીલ કરે છે. એટલે તેઓ આગેવાનોની મરજી તથા હુકમ પ્રમાણે નમાજ પઢાવે છે; ખુદાના હુકમ પ્રમાણે પઢાવવા તેમની હીંમત થતી નથી! કારણ કે જો તેમ ના કરે તો રોટલા મળવાનાં સાંસાં પડી જાય છે અને પાણીચું મળે છે! એવા ભાડુતી આલિમથી સ્વતંત્ર નસીહત અને ઇસ્લામની બહેતરીની શી આશા રાખી શકાય! પોતાના ગુજરાન માટે જે આલિમો લોકો ઉપર આધાર રાખે તેઓ તેમનું શું ભવિષ્ય સુધારી શકે! અને તેમનું શું દળદર ફીટાડી શકે! મહેરબાન સાહેબ! પૈસાને લાત મારનારા વિરલા તો જુદાજ હોય છે! વ્યાજખોરા વેપારીયોના ઘરનો ટુકડો ખાનાર અને દુનિયાની પાછળ ફાંફાં મારનારનું આ કામ નથી! એ તો ધડપર

માથું ન રાખતા હોય તેવા ખુદાના આશકજ કરી શકે છે, બીજાથી થવું મુશ્કેલ છે. જે લોકો ખુદાતાલાના નામ ઉપર અને તેના ઇશ્કમાં સુકાઇને લાકડું થઇ જાય છે, તેમનુંજ આ કામ છે. કલીયા, કબાબ, અને બીરયાની ખાનારનું આ કામ નથી! એ તો જવની રોટલી અને ભાજી ખાનાર આશકનું કામ છે, સમજ્યા સાહેબ! એ તો ઉંધાડું છે કે જેમ ઇલમ વધારે તેમ અક્કલ પણ વધારે ઝળકે! અને ચાલાકી આવે! અને આવી ચાલાકીનો રોટલા કમાવા માટેજ ઉપયોગ થાય! જ્યાં પેટની પુંજા કરવામાં આવે ત્યાં ઇસ્લામનું શું વળે!



## ઇલમ વેચે છે.

આલિમો કહે છે કે અમો ઇલમની ઉજરત (મહેનતાણું) લેતા નથી અને મસલો હલાલ કરે છે કે જે લઇએ છીએ એતો તો હક્કો અથવા બક્ષીસ લઇએ છીએ. પણ તેમણે એમ સમજવું જોઇએ કે ઇલમ નહીં પઢાવે, મસ્જીદમાં પેશ ઇમામી નહીં કરે, વાએજ નહીં કરે તો શું એમને એમ તેમને તોહફો મળવાનો હતો? આ તો ઉજરત લેવાનો એક રસ્તો ખોળી કહાડયો કહેવાય. ફતવા આપનારા આલિમો અને આ એમનાજ સ્વાર્થની વાત તો પછી મસલો હલાલ થાય એમાં નવાઈ શું? પણ જ્યાં દુનિયા (મલઉનુન વમાફીહા મલઉન) તરફજ ધ્યાન લાગ્યું હોય તો પછી પોતાની બહેતરી માટે મસલાને બંધ બેસાડતાં શી વાર!

કેટલાક આલિમો કોઇ પૈસા આપવા તૈયાર થાય તો ગમે તેવો મસલો તેના લાભનો કહાડી આપવા પાછી પાની

કરતા નથી. તફસીરવાલાતો કોઇ તફસીરમાં ટુંકાણમાં મસલો આપે છે અને કોઇમાં ખુલાસાવાર આપે છે તો આવા મસલાને આલિમ લોકો નિશાની કરી ટાંકી રાખે છે અને પછી જે તરફ મસલો આપવો હોય તે તફસીર લઇને બેસે છે અને પૈસા લઇ તેનું કામ કરી આપે છે, શું શરીઅતમાં મસલાના પૈસા લેવાનું ફરમાવેલું છે ? તેના પણ જવાબમાં અલિમો તો હાજ કહેવાના ! કારણકે મસલો બંધ બેસાડવો એ તો તેમનાજ હાથમાં છે! કેટલાક આલિમો પૈસા લઇને મસલો કહાડી આપે છે, જ્યારે કેટલાક કાંઇ બીજી આશાથી કે સ્વાર્થથી કહાડી આપે છે.

કેટલાક આલિમો કુતરાને એક ઘણું નાપાક જાનવર બતાવે છે અને કહે છે કે જ્યાં કુતરો હોય છે ત્યાં ફરિસ્તા નુર પણ નાંખતા નથી અને જ્યારે તેમને કુતરાની જરૂર હોય છે ત્યારે મસલો હલાલ કરી નાંખે છે અને સ્વાર્થને માટે એ જાનવરને પોતાના ઘેર રાખે છે. શું આનું નામ શરીઅત ? એક વખત આમ બોલવું અને બીજી વખત આમ બોલવું એ " રકાબીયા મજહબ " કે ઇસ્લામ ?



## નકામા ઝઘડા.



વળી કેટલાક આલિમો વાએજની ઉજરત લેતા નથી પણ તેમાં મળતી ઉજરત જુજ હોવાથી તે તરફ લક્ષ નહીં આપતાં બહાર કહેવડાવવા માગે છે કે મૌલાના કાંઇ પૈસા લેતા નથી પણ જ્યારે તેમને વાએજ કરવા બોલાવવામાં આવે છે કે તેઓ બેસતાંજ

ફુલાણો આમ કરે છે અને ફુલાણી આમ કરે છે. અલ્લાહ અને તેના હબીબની તારીફ સિફ્ત અને સના કરવાને બદલે બસ લોકો ઉપરજ ટુટી પડે છે અને જાણે તેમનાજ હાથમાં હશરનો અને કયામતના દીવસનો ઇજારો આવ્યો હોય તેમ લોકોને ગમે તેમ વાતો સંભળાવી પોતાના મનના નફસાનીયત અને ગુસ્સાના ઉભરા બહાર કહાડવા માંડે છે અને મજલિસમાં બેદીલી પેદા કરવા જરા પણ આંચકો ખાતા નથી. થોડા દીવસ ઉપર કદાચ તેમનામાં કોઇ આલિમ આવી ગયો હોય છે તો તે આલિમની સાથે ફરનારા લોકો ઉપર તે પોતાના ગુસ્સાનો વરસાદ વરસાવે છે અને તેમને ધાંધલ કરનારા જાહેર કરે છે કે અને કહે છે કે અમે આવી આવી મોટી મોટી પાગડીઓ હીંદુસ્તાનથી લઈ આવેલા છીએ અને બે ઉંટ ભરીને કીતાબો પઢેલા છીએ તે તેમને નથી સુજતું કે બહારથી આલિમોને તેડી લાવે છે. શું અમે ઇલમમાં ઓછા છીએ? શું અમે બેહદ પહેરેજગાર નથી! શું અમને લોકોને લાનત મલામત કરતાં આવડતી નથી કે અમારા હોવા છતાં બીજાને ઘાલવામાં આવે છે? તેઓ જયાં હોય ત્યાં, કદાચ જો કોઇ બીજો આલિમ આવ્યો તો જાગી પાણીપતની લડાઇ! કારણ કે તેઓ તેને જોઇ શકતાજ નથી! તેમની આંખમાં હસદનું લોહી એતદમ તપી આવે છે અને તેઓ પોતાની હેવાની ખાસીયત ઉપર જઇને ઉભા રહે છે. આલિમે આલિમની અદેખાઇ શા માટે કરવી જોઇએ? કદાચ તે ખોટું કહેતો હશે તો તેનું ફળ તે ભોગવશે. તમારે કયાં તેની કબરમાં સુવા જવાનું છે! ઘણા એવા ગેરકોમના લોકો ખોટું બોલે છે તો તેમને આવા આલિમો શું કરી નાખે છે? જો ખોટું સમજાવી ગયો હોય તો તેનો નીવેડો કરવાના અને

લોકોને રાહે-રાસ્ત ઉપર લાવવાના ઘણા રસ્તા છે. એ વાએજ કરી ગયો તો આપણે પણ કરવી, એ આમ કહી ગયો તો આપણે આમ કહેવું, પણ તેને ગમેતેમ કરી ખોટો પાડવો. તેનું ચાલવા દેવું નહીં, આ નફસાનીયત નહીં તો બીજું શું ? પગ તળે રેલો છે તે ન જોવો અને પારકાની વાત કરવા તૈયાર! શું સમાધાન કરવાના અને લોકોને સમજાવવાના રસ્તા એજ છે કે તેમનામાં બેદીલી કરવી, ડંડા ચલાવવા, માથાં ફોડાવવાં અને છેવટે કોર્ટમાં વરઘોડો ચડાવવો ! શું આવું ઘણી વખત જોવામાં આવ્યું નથી ? કેટલાક તો પોતાની પરહેજગારી આગળ બીજાની પરહેજગારી કાંઇ પણ બીસાતમાં ગણતા નથી અને જાણે પોતેજ ખુદાના ખાસ બંદા હોય અથવા જીબ્રાઇલના ભાઈ હોય એમ પોતાને ગણે છે. તેમના ગામમાં કે તેમના જથામાં પારકા લોકો તેમનું પોકળ બહાર પાડવા આવે છે તો તેને પણ તેઓ બિદઅત સમજે છે અને તેમના આવવાથી મ્હોડું ફેરવે છે. કે કદાચ તેઓ આવીને ફાવી જાય તો પછી લોકો પોતાને માનતા ઓછા થઇ જાય ! સ્વાર્થ આવા આલિમ સાહેબને પણ આંધળા કરી નાખે છે. તેમના કહેવાતા ઇલમ ઉપર પણ તે સવાર થઇ જાય છે. શેતાન માટે "લાહોલ" પડવામાં આવે છે તો સ્વાર્થ માટે કેમ કાંઈ ઇલાજ લેવામાં આવતો નથી ? ખુદ ગરજ અને નફસાનીયત વાળા આલિમને લાહોલથી પણ કાંઇ અસર થતી નથી ! આવનારા આલિમ તો આજ આવે છે અને કાલે ચાલ્યા જાય છે. એમને ન હીંગ કે ફટકડી ! વળી આવનાર પણ કેટલીક વખતે તેમના જેવા એક વહાણના બેસનારા હોય છે તો તેમનામાં પણ શરારત હોય એમાં નવાઇ શું ? એ પણ આલિમ અને પેલા પણ આલિમ ! હજરત મોલાના રૂમ સાહેબ ફરમાવે છે કે કુરાન શરીફના મગજનો ઉપયોગ

આશક લોકોએ કરી લીધો છે અને હવે હાડકાં રહી ગયાં છે, જેને માટે કુતરાઓ લડી મરે છે, એ વાત શું આલિમોનાં વાંચવામાં નહીં આવતી હોય? એક આલિમ પોતાના સામાવાળા આલિમને જુવે છે ત્યારે તેનું લોહી કેવું ઉકળી આવે છે અને તેની નસો કેવી ગુચળે ગુંચળા વળી જાય છે તે જોવાનું છે! બહારના આલિમ તો સ્થાનીક આલિમોના જણાવ્યા પ્રમાણે ખોટા હોય છે પણ તેઓ શા માટે તેમના જેવા થાય છે?આ તો કુતરાનું મ્હોં બીલાડાએ ચાટયું અને બીલાડાનું મ્હોં કુતરાએ ચાટયું! આવા આલિમોને શું પેગમ્બર સ૦અમનો ખુલ્ક યાદ નહીં આવતો હોય? યાદ તો વખત ઉપર બધું આવે પણ સ્વાર્થ એ એક અજબ કરામત છે! પેગમ્બરના ખુલ્કનો છાંટો પણ ન હોય અને કહે કે અમે "વારેસુલ-અંબીયા!"



## બેફાયદા વાતો.



કેટલાક તો જાણે વખત ન જતો હોય તેમ નકામા અને જેથી હાલ કાંઇપણ લાભ થાય નહીં એવા મસલા શોધી કહાડે છે અને લોકોને નકામા ધાંધળમાં નાખે છે. દાખલા તરીકે ઇલ્મ ગેબનો મસલો એવો છે કે જે ઉપર વખત ગુમાવવાથી કાંઇ પણ દેખીતો ફાયદો થતો હોય એમ જણાતું નથી. પેગમ્બર સ૦અમને થોડો ઇલ્મ ગેબ હતો કે વધારે હતો કે બધો હતો તેની ચરચા કરવાથી હાલ શું ફાયદો થાય એમ છે! મારા સાંભળવામાં આવ્યું છે કે એક

માણુસ એક બુજુર્ગ પાસે જઇને પુછવા લાગ્યો કે સાહેબ ઇલ્મગેબ વિશે આપનો શું અભિપ્રાય છે તો તે બુજુર્ગે જવાબ આપ્યો કે એથી તને શું ફાયદો થાય એમ છે ? તો પેલાએ કહયું કે લોકોમાં તેની બેહેસ વારંવાર થાય છે માટે કદાચ આપ કાંઇ સંગીન દલીલ બતાવો તો વળી કોઇ દહાડો કોઇ ઠેકાણે વાત નીકળે તો કામ લાગે. તો પેલા બુજુર્ગે કહયું કે જે માણુસ જે ચીજ જાણતો હોય તે ઉપર તે દલીલ કરે તો વ્યાજબી કહેવાય. જે માણુસ ગુજરાતી જાણતો હોય તે ગુજરાતી ઉપર બેહેસ—વાદવિવાદ કરે, જે માણુસ અંગ્રેજી જાણતો હોય તે અંગ્રેજી ઉપર બેહેસ કરે, જે માણુસ—ફ્રેન્ચ જાણતો હોય તે ફ્રેન્ચ ઉપર બેહેસ કરે, તેમ જે માણુસ ઇલ્મ ગેબ જાણતો હોય તે ઇલ્મ ગેબ ઉપર બેહેસ કરે તો કાંઇ ઠીક પણ કહેવાય. કોઇ માણસને અંગ્રેજી આવડતું ન હોય અને તે વિશે મોટી વાતો કરવા બેસ તેનું જેટલું વજન પડે તેટલુંજ ઇલ્મ ગેબ નહીં જાણનારો ઇલ્મ ગેબની વાતો કરે તેનું વજન પડે. અંગ્રેજી નહી જાણનાર અંગ્રેજી સાહિત્ય ઉપર દલીલ કરવા બેસે તો તેની વાત વજનદાર ગણાય નહીં એટલુંજ નહીં પણ લોકોમાં ઉલટી તેની હાંસી થવાનો વખત આવે અને " ઘરમાં પાણી ન મળે અને નામ દરિયાખાં " જેવી તેની હાલત થાય. વળી થોડો ઇલ્મગેબ હતો કે વધુ હતો એની બેહેસ કરવાથી હાલમાં મુસલમાનોના ઘરમાં શું આવે એવુ હતું ? આતો નકામી વાતો કરી લોકોમાં ફસાદ પેદા કરવા જેવું છે. તેથી આવા મસલાઓ ઉપર વખત ગુજારવાથી દીનના વિરોધીઓને હુમલો કરવા રસ્તો સાફ કરી આપવા જેવું થાય છે. આલિમો શું આ નહીં સમજતા હોય ? સમજતા હશે પણ " મુરદા જન્નતમે જાયકે દોજખમેં બન્દેકો તો હલવે માંડેસે કામ !" એવું જ્યાં હોય ત્યાં

પછી સમજવાનું શું ! બીજા કોઇ ઉપર ધા કરવો હોય તો હદીસ કુરાનની દલીલો સાથે તૈયાર ! પણ પોતાના પગ તળે રેલો આવ્યો તો આલિમો તો પરહેજગારજ હોય એ તો ગુન્હા કરેજ નહીં ! જેમ છત્રી " વોટર પ્રુફ " હોય છે તેમ આલિમો પણ " એબપ્રુફ " પોતાને જાહરે કરે છે; પણ ગીલીટ વધારે નભી શકતું નથી. લાકડાની તરવાર લઇ મેદાને પડવા તૈયાર થાય તો છેવટ પણ તેવુંજ આવે !



## કહેવાના, કાંઇ કરવાના નહીં !



એક આલિમ સાહેબે વાએજ કરવા માંડી કે જે લોકો લગન વખતે પડઘમ વાજુ લાવે છે તેમને જે પૈસા તેઓ એમાં ખરચે છે એ પૈસાનાં કયામતના દહાડે ડામ દેવામાં આવશે અને વળી તેમની ઓરતો તેમના નીકાહમાંથી જશે એટલે તેમનો લગ્ન સંબંધ તુટી ગએલો ગણાશે. આ બાબતની એક લાંબી વાએજ આલિમ સાહેબ કરીને જેવા મજલિસમાંથી જતા હતા તેવીજ એક ડોશી તેમની સામુ આવીને આંસુ પાડવા લાગી અને કહેવા લાગી કે મને તમારૂં વાએજ સાંભળીને તમારો અને તમારા માબાપનો ઘણો અફસોસ થાય છે કારણ કે તમારાં લગન તમારા માબાપોએ કર્યાં ત્યારે ઘણા વાજા વાગ્યાં હતાં તો આ તો તમારા બાપને આકબતમાં તેમાં ખરચેલા પૈસાનાં ડામ ખાવા પડશે અને તમારી મા તેમના નીકાહમાંથી (છુટી પડી) ગઇ હશે ! એનો મને

ઘણો અફસોસ થાય છે. બીજું બધું તો રહ્યું પણ હવે તમારી મા તમારા બાપના નીકાહમાં આવે એવી તજવીજ કરો તો સારૂં! નહીંતો જ્યારથી વાજાં વાગ્યાં ત્યારથી, તેનો તમારા બાપ સાથેનો વહેવાર તો હરામજ ગણાવાનો! અને લોકોમાં તમારા કુટુંબની ગેરઆબરૂ થવાની! જેવી ડોશીએ આ બિના પેલા આલિમ સાહેબને કહી તેવાજ તેઓ તેની તરફ ધિક્કારની નજર કરી તેના બોલવા ઉપર જરા પણ ધ્યાન નહીં આપતાં આગળ રસ્તો માપવા લાગ્યા અને લોકોમાં ઘરડી ડોસીઓનીજ હાલતની ભળતી વાતો કરવા લાગ્યા; પણ તેમણે પેલી ડોશીએ જે વાત કહી હતી તેનો શરીઅત પ્રમાણે જરા પણ નીવડો કર્યો નહી અને માબાપને એમના એમજ રહેવા દીધાં! શું આ સપુતપણુ કહેવાય! શું શરીઅત પ્રમાણે આનો નીવેડો કરવામાં તેમને શરમ આવતી હતી? પણ જ્યાં પોતાના પગ તળે રેલો આવ્યો કે તેમણે "વારેસુલ અંબીયા"ની ટટ્ટી ઉભી કરી! મક્કામાં હજ વખતે શરીફની સવારી વાજાંગાજાં સાથે આવે છે તેમાં પડધમ વાજું હોય છે તેમજ શહેરમાં ઘણી ઠેકાણે રસ્તા ઉપર બધે વાજાં વાગે છે તેમજ અમલદારોને ત્યાં પાર્ટીઓ થાય છે ત્યાં પણ વાજાં વાગે છે તો શું આ વખતે આલિમો કાનમાં પુમડાં નાખે છે! અથવા મક્કામાં હજ વખતે પડધમ વાજું વાગતું આવે છે તે વખતે શું હજનું મેદાન છોડીને ચાલ્યા જાય છે! આથી અમે એમ કહેવા માગતા નથી કે શરીઅતે જે વાજું મના કરેલું છે તે હલાલ છે પણ આલિમ સાહેબ જુઠું બોલે, ગીબત કરે, કીનો રાખે, કપટ રાખે, અદેખાઇ કરે, મુશરીકોના ત્યાંનું ખાય, ઇલમની ઉજરત-બદલો-પૈસા લે, મુશરીક ઢેડાઓનો ઘરમાં કારભાર રાખે અને તે ખાવાનો થાળ લાવે ને ખાય, બ્યાજ ખાનારાઓના ઘરનું ખાય,

એનમાજી ભઠીયારાના હાથનું ખાય, માલદાર છતાં જકાત લે, મસ્જીદના ફંડમાંથી પેશઇમામીની અને છોકરાં પઢાવવાની ઉજરત લે, વાએજના પૈસા લે, ભર મીજલીસોમાં મુશરીકોનાં વખાણના ભાષણો કરે, સારૂં સારૂં ખાઇને અને પોતે "મૌલાના" "મૌલાના" કહેવડાવીને લોકોમાં પોતાનો ભારબોજ વધારે, કાંઇપણ હક નહીં છતાં એકાદ માલદાર શેઠીઆ પાસેથી પોતાના બાર મહીનાનાં ખરચ માટે ગીનીઓ અને નોટોના થોકડા હજમ કરી જાય અને કહે કે અમે વાજું સાંભળતા નથી! આ તો "દાળ ભાત અભડાય, લાડુ અભડાય નહીં!" એવો મામલો જોવામાં આવે ત્યારે કહેવું પડે છે.

શાદીમાં પડઘમ અને ઢોલકાં વગાડવાથી ઓરત નીકાહમાંથી જાય છે એવું કહેનાર કેટલાક આલિમોની શાદીમાં ઢોલકાં વાગેલાં હોય છે તેને માટે તેઓ શું ખુલાસો કરી શકે છે? જો આવું કરવાથી ઓરત નીકાહમાંથી જાય છે એવું જ્યારે મોલવી સાહેબને આલિમની પાઘડી બાંધી આવ્યા પછી માલમ પડે છે ત્યારે તેઓ પોતાની ભુલ જણાયા પછી પોતાની ઓરત સાથે શું ફરી નીકાહ કરે છે? જેમ કોઈ દીનની વાત કરતાં ભુલ થઈ જાય છે તો તે ફરી કરવી પડે છે તો આ ભૂલ આલિમ સાહેબને જણાયા પછી તેમણે પોતાની ઓરત સાથેના તુટેલા નીકાહ ફરી સાંધવાની કોશીશ કરેલી છે? જો કોશીશ ન કરી હોય અને એવા ફાસિદ નિકાહ જારી રાખ્યા હોય તો એવા ફાસિદ વહેવારથી થએલી ઓલાદ કેવી ગણાય? આવી ઓલાદ પણ આલિમ સાહેબના ખ્યાલ પ્રમાણે નઠારી નીકળે તો નવાઇ શું? પણ આમાં ઓલાદનો વાંક શું? જો મોલવી સાહેબે પોતાની ઓરત સાથે ફરી નિકાહ કરી ભુલ

સુધારી હોત તો તે આવી નીકળત નહીં! ખેર ઓલાદ આવી થઇ તે થઇ પણ હજી પણ મોલવી સાહેબ પોતાની ભુલ સુધારી ફરી નીકાહ કરતા નથી ? જો હજુ પણ તેઓ સમજી જાય તો તેમણે પોતાના ઇલમનો ખરો ઉપયોગ કરેલો ગણાય! શરીઅતની બાબતમાં શા માટે શરમાવું જોઇએ ! હજુ પણ કાંઇ ગયું નથી ! તોબા કરીને ફરી નિકાહ કરે તો ભવિષ્યમાં હજુ સારી ઓલાદની આશા રાખી શકાય ! પણ હવે તો તેમ કરતાં શરમ આવે છે ? કારણ કે ઓલાદ થઇ ગઇ અને લાંબા વખતથી એવો વહેવાર જારી છે તો હવે તો એ ગઇ ગુજરી દાટી દેવાનુંજ તેઓ પસંદ કરે છે! જો દાટી ન દે તો ધોળી દહાડીમાં ધૂળ પડવા જેવું થાય ? સમજ્યા સાહેબ ! આ સઘળી ઇલમનીજ ખુબી છે ?



## તેમની હિકમત.



કેટલાક આલિમો ઇલમની સાથે હિકમત ( વૈદક શાસ્ત્ર ) પણ શીખે છે અને કહે છે કે હિકમત હોય છે તો માણસ વધારે પૈસા પેદા કરી શકે છે અને લોકોમાં આબરૂ મેળવવાને લાયક થાય છે. કારણ હાલના જમાનામાં એનો ખપ વધારે છે. આવા આલિમો ગેર કોમના માણસોએ લખેલી જુદી જુદી ભાષાઓ ઉપરથી તરજુમા થયેલી કીતાબો વાંચીને તેના ઉપર અમલ કરવા પોતે તૈયાર થશે અને બીજાની પાસે કરાવશે પણ કોઇ બુજુર્ગે કોઇ કીતાબમાં સુલુક–ની કાંઇ વાત લખી હોય તો તે તેઓ કદી માનવાનાજ નહીં કારણ કે એમાં એમને કાંઇ પૈસા મળવાના નથી"!

એથી તો એમની તીજોરીમાં ખોટ પડવાની ! એટલે ખોટનો ધંધો તો તેઓ સમજતાજ નથી !

કોઇ આલિમને કદાચ તમો મોટરમાં કે સારી રબર ટાયર ઘોડાગાડીમાં ફેરવશો, તેમને માટે સારાં સારાં મકાનો તૈયાર રાખશો, તેમને ઉંચા કલાસમાં બેસાડશો, તેમને સારાં સારાં પકવાન તૈયાર કરીને જમાડશો, તેમને સારાં સારાં લુગડાં આપશો અને તેમના ઉપર શાલ દુશાલા નાખશો તો તેઓ ઘણાજ રાજી થશે અને જાણે પોતે પેગમ્બર સ૦અમની સુન્નત અદા કરતા હોય તેમ પોતાને માનશે ! આ વખતે તેમને ઇસરાફ (નકામા ખરચ)નો મસલો યાદ આવતોજ નથી ! અથવા પેગમ્બર સ૦અમની રહેણી યાદ આવતીજ નથી ? આ વખતે ગરીબો, મિસ્કીનો, યતીમો, બેવાઓ કોઇ યાદ આવતાં નથી ! જો આવા ઇસિરાફમાં આલિમો ભાગ ન લેતા હોય તો ગરીબોને માટે કેટલું બચી શકે ? કોઇ બુઝુર્ગના ફાતેહાની જયારત હોય અને દાલ ચોખાનું ખાવાનું હોય તો કહે કે એ આપણો હક નથી. એ તો ફકીરોનો હક છે. પણ કોઇ મોટર કે સારી ગાડીમાં બેસવાનું, સારાં લુગડાં પહેરવાનું, સારૂં સારૂં ખાવાનું સારા શાલદોશાલા ઓઢવાનું, નોટો અને ગીનીઓની થોકડીઓ ગણવાનું આવ્યું કે બસ ! અહીં બધા મસલા ચટ ! આ ઠેકાણે તેમને ના ફકીર યાદ આવે છે કે ના યતીમ ! બસ હોઇયાં કરવાથી પાર રાખે છે ! આ નફસપરસ્તી નહીં તો બીજું શું ! આવા આલિમો જયારે મરવા પડે છે ત્યારે તેમને સમજ પડે છે કે આપણે પણ ગરીબોના હકમાં ઘણી રીતે આડા આવ્યા છીએ. ખુદા આ વખતે તેમના ઉપર એવો કહેર ઉતારે છે કે તેમને પોતાના શરીરનું પણ ભાન રહેતું નથી. જીભ

બંધ થઇ જાય છે, જીવ રગેરગમાં ફસાય છે, નાડી નાડી તુટે છે પણ અલ્લાહના નામનો એક હરફ પણ નીકળવા પામતો નથી. અઠવાડીયું અઠવાડીયું બેભાન હાલતમાં પડી રહી કલ્મો પઢયા વગર આ દુનિયામાંથી હાથ ઘસતા ચાલ્યા જાય છે. તેઓ ઘણોએ ઇલમ પઢેલા હોય છે પણ કલ્મો સુધાંત તેમની જીભેથી નીકળી શકતો નથી. તેઓ ઘણી પણ હિકમત શીખેલા હોય છે, પણ જીભ ઉગડવાનો કે હોશમાં આવવાનો એક પણ ઇલાજ કામ આવતો નથી. આવા આલિમો મરી જાય છે એટલે તેમના ઉપર ધુળ ફરી જાય છે; અને પાંચ દહાડા પછી કોઇ જાણતું પણ નથી કે તેમના ઇલમે કે તેમની કહેવાતી ઇબાદતે દુનિયાને શું ફાયદો પહોંચાડયો ? કે તેમની જબર જસ્તી મનાવવામાં આવતી પરહેજગારીએ શું અજવાળું કર્યું ! બસ " મર ગએ મરદુદ ન ફાતેહા ન દરૂદ ! "



## તેમનું ધંતર મંતર.



પોતે ધંતર મંતરમાં પુરા હોય અને બીજાને ધંતર મંતર વીશે શીખામણ આપવા ઉભા થાય, તાવીજ ગંડા કરવા અને આયતો લખવા પોતે તૈયાર થાય અને બીજાને મનાઇ કરે, પોતાનો કોઇ સગો માંદો પડે અગર તેમને બીજી કોઇ વાતની જરૂર પડે તો ઝટ કોઇ ભુવા કે જોશી પાસે જાય છે અને તેના ધંતર મંતરની મદદ લે છે. તેમને કોઇ કહેવા જાય છે તો તેઓ દલીલ બતાવે છે કે

જાન બચાવવા ખાતર હરામ ચીજનો ઉપયોગ પણ કરવામાં આવેતો જાયેઝ છે, અને તેટલા માટેજ જાન બચાવવા દવાના કામમાં શરાબને પણ કેટલાક આલિમોએ જાએઝ ગણ્યો છે, વિગેરે તેઓ કહે છે. પોતે કદાચ કોઇ પૈસાવાળો દાવમાં આવ્યો તો તેના ઉપર ધંતર મંતર કરવા જરા પણ પાછા પડતા નથી અને ઉંધુ ચતુ સમજાવી તેની પાસેથી ધરમાદા કામનું બહાનું બતાવી અને ખરેખર તેને જાણે જન્નતમાંજ મોકલી આપતા હોય એમ ખાતરી દેવાડી પૈસા કઢાવે છે; અને તે ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. હાલમાં કેટલેક ઠેકાણે ધરમાદા અને વકફ ફંડ ઉપર આવુંજ ધતર મંતર ચાલે છે. વળી કેટલાક તો આવા પૈસાથી ચોપડીઓ પણ છપાવે છે. પણ તે ચોપડીઓ તરફ નજર કરશો તો ઘણે ભાગે તેમાં લોકોની નીંદાજ હોય છે અથવા તો તેમાં લોકોને હલકા પાડવા માટે કોશીશ કરવામાં આવેલી હોય છે. આવી નીંદાભરેલી ચોપડીઓ છપાય તો પણ તે ચોપડીઓ પૈસા ખરચનારને ઉપાડીને જન્નતના દરવાજામાં જબરજસ્તી લઇ જશે એવો ખ્યાલ તેઓ લોકોમાં બેસાડવા જરા પણ ચુકતા નથી. કારણ કે જો તેઓ આવું ન કરે તો પછી પેટ શામાંથી ભરવું તે સવાલ એક મોટો ભારે થઇ પડે!

—(o)—

## મક્કે જવા ઉઘરાણાં.

વળી કેટલાક આલિમ હર વખત ઉઘરાણું કરી અથવા લોકોના ઉપર ધંતર મંતર ચલાવી પૈસા કઢાવી વારંવાર મક્કે હજ પઢવા જવાનો પણ વેપાર લઇ બેઠેલા હોય છે.

વળી મરનારનો વારસ પૈસા ખરચે તો મરનારની હજ પઢવા પણ તૈયાર થઇ જાય છે ! ચાર પાંચ આવા વારસ પોતાના મરનાર વડીલની હજ પઢાવવા તૈયાર થાય છે તો આલિમ સાહેબને મોટો તડાકો પડે છે અને રોટલાના સાંસાં દુર થઇ જાય છે, વેપાર ! છે તો ઠીક જો કરતાં આવડે તો ! ખેર એ વિશે કાંઇ કહેવા જેવું નથી, પણ પહેલી બાબત વિશે કહેવાનું છે કે એક તો પૈસા ઉઘરાવીને હજ કરવા જવું એજ ગેરવ્યાજબી છે. હજ પૈસાવાળાઓ માટે ફરજ છે. જેની પાસે પૈસો નથી તેના ઉપર ફરજ નથી પણ હજના બહાને આ પણ પૈસા કમાવવાની એક તરકીબ-યુકિત છે ! દર વરસે જુદે જુદે ઠેકાણે મકકે જવાના નામે ઉઘરાણું કરવું અને મકકે જઇ આવી જે કાંઇ બાકી વધે તે તીજુરીમાં મુકવું ! હજની હજ થાય, બાર મહીનાના રોટલા મળે અને દુનિયામાં સારૂં કહેવાય કે ભાઇ મોલવી સાહેબ તો દર વરસે હજ પઢવા જાય છે ! "એક પંથ ને દો કાજ." આવી બાબત પેદા કરવા માટે પણ આલિમનું ભેજુંજ જોઇએ ! બીજાથી પેદા કરી શકાયજ નહીં ! શું આવા આલિમો તોહફો, બક્ષીસ કે ખેરાતને લાયક હોય છે? આવાને આપવાથી તો પુન્ય-સવાબને બદલે ઉલટો અજાબ થાય છે, આપનારનો માલ બરબાદ જાય છે અને બીજા ગરીબ લોકોનો હક માર્યો જાય છે. આવા હટ્ટા કટ્ટા આલિમોને ખેરાત આપવામાં આવે તો "ગધેને ખાયા ખેત, ન પુન ન પાપ" એવું થાય એમાં કાંઇ નવાઇ જેવું નથી !

વળી કેટલાક તો આમ હજ પઢીનેજ ધરાતા નથી પણ મક્કામાં કદી કોઇ બિચારી ભોળી ઓરત કોઇ ઓળખીતાં બૈરાંઓ સાથે તેમને

માલુમ પડે છે અને કદાચ તે તેમની નજરમાં ઠીક લાગે છે તો તેઓ ત્યાં મસલો કહાડે છે કે એ ઓરત સાથે તેનો મહેરમ-ધણી નથી તેથી તેની હજ કબુલ થઇ શકે નહીં. આથી તે બિચારી ઘણી ગભરામણુમાં પડે છે અને શું કરવું એ વિશે મોલવી સાહેબને પુછે છે. મોલવી સાહેબ તો તેના પુછવાનીજ રાહ જોતા હોય છે એટલે ઝટ તેને કહી દે છે કે કોઇ સારા નેક માણુસ સાથે નીકાહ કરી લો કે પછી કાંઇ અડચણ આવે નહીં. પેલી બિચારી આકીનની મારી પોતાની આસપાસના લોકોને પુછપરછ કરે છે તો મોલવી સાહેબના કેટલાક સાધેલા લોકો મોલવી સાહેબનુંજ નામ આગળ ધરે છે, અને છેવટે મોલવી સાહેબ તેની સાથે નીકાહ કરી તેના મહેરમ થવાને ભાગ્યશાળી થાય છે! આવી બાબતમાં આલિમ સિવાય કોનું ભેજું કામ કરી શકે!



## મદરસાનો ભેદ.



આ ટોળામાં વળી બીજી એક જાત એ હોય છે કે જે મસ્જીદ, મદરસા, યતીમખાના, વિગેરેના નામથી પૈસા ઉઘરાવવાનો ધંધો લઇ બેઠા છે, અને પોતે ઇસ્લામને માટે પોતાની જીંદગી વકફ કરી દીધી છે એમ લોકોને સમજાવી તેમની પાસેથી પૈસા કઢાવે છે અને વકફને વકફ હલાલ છે એમ વકફ જીંદગીવાળાને વકફનો પૈસો પણુ હલાલ છે એમ સમજી તેઓ એ પૈસા ઉપર પોતાનો મરતબો બુલંદ કરે

છે. કેટલાક આલિમોની આવા મદરસા કાયમ કરવામાં જુદીજ મતલબ હોય છે. પહેલાં તો તેઓ થોડું ઘણું ફંડ ભેગું કરી એક મદરસો કઢાવે છે અને પોતે કોમના ખાદિમ હોવાનું જાહેર કરી તેની લગામ હાથમાં લે છે. આથી લોકોમાં તેમની છાપ પડવા માંડે છે. પ્રથમ તો તેઓ લોકો સાથે એટલા બધા હળીમળી જાય છે અને એટલી બધી તેમના બાળકો માટે કાળજી દેખાડે છે કે લોકો તેમને એક ખરેખરા વલી સમજે છે અને તેમને એ-તમા અને ખાસ ઇસ્લામ માટેજ કામ કરનારા ગણી ભોળા લોકો તેમની દરેક કામમાં સલાહ લે છે અને તેમને આગેવાની આપે છે. મૌલાના સાહેબ પણ એટલુંજ માગતા હોય છે એટલે આથી તેમને લોકોની સાથે મહોબત પેદા કરવાની જે તક મળે છે તેનો તેઓ પુરે પુરો લાભ લે છે અને થોડા દિવસમાં ગામમાં એટલો કાબુ મેળવી લે છે કે બસ જે કરે તે મૌલાના ! રાંડી ખુંડી સૌ તેમના હાથમાં થઇ જાય છે અને બધે મૌલાનાનો સોટો વાગવા માંડે છે ! જ્યારે મૌલાનાને આવી તક હાથ લાગે છે એટલે બધા લોકોની મહોબતનો તેઓ પુરેપુરો લાભ લેવા તૈયાર થાય છે. તેઓ ધીમેથી એક બીજો મદરસો ખોલવાની હીલચાલ શરૂ કરવા માંડે છે. લોકો તો એમજ સમજે છે કે બિચારા હઝરત તો દીનનુંજ કામ કરે છે. બીજી દુનિયાની વાત તો જાણતાજ નથી. લોકો આવી ધારણાને લીધે મૌલાનાની યોજનાને એકદમ અંતઃકરણ પૂર્વક ઉપાડી લે છે અને બીજો મદરસો પણ ગામના બીજા લત્તામાં જોત જોતામાં તૈયાર થઇ જાય છે. આની લગામ પણ મૌલાનાના હાથજ હોય છે કારણ કે મદરસો એ એક ઇલમની બાબત છે અને તે મૌલાનાજ વધારે સમજી શકે એટલે એમના વગર બીજાથી

આગળ પગલું ભરાયજ શી રીતે ! હવે બે મદરસા હાથ આવ્યા એટલે તેનો કારભાર હાથ આવ્યોજ ! તેમાં જે શિક્ષકો છોકરાં પઢાવવા રાખવામાં આવે તે પણ મૌલાનાની પસંદગીનાજ હોવાના ! કારણ કે ઇલમની બાબત ! બીજાથી બોલીજ કેમ શકાય ! મદરસામાં તાલીમ લેનારાઓના તો મૌલાના ઉસ્તાદ અને મદરસાના બીજા છોકરાં પઢાવનાર શિક્ષકોના તો તેઓ અન્નદાતા ! આ બે ટોળાંના તો તેઓ દેખીતી રીતે ઉપરી થયાજ ! હવે તેમના હાથમાં અધિકાર આવ્યો ! મદરસા થાય એટલે કોશીશથી છોકરા પણ વધે. એકનું જોઇને બીજાને પણ મન થાય; તેમ મૌલાનાની કોશીશથી ગામના દરેક લત્તામાં મદરસાની સ્થાપના થાય અને તેનો કારભાર તેમના હાથ આવે. જેમ મદરસા વધતા જાય તેમ કારભાર અને તેની સાથે અધિકાર અને આવંક પણ વધતી જાય. વળી મદરસામાં જેટલા માણસો શિક્ષક તરીકે રાખવામાં આવે તે પણ મૌલાનાનાજ ! એટલે મૌલાનાનું વજન વધ્યું ! વળી ઉપરથી પેલા શિક્ષકો મૌલાનાની તારીફના કોટ બાંધે એટલે પછી જ્યાં જુવો ત્યાં મૌલાનાનાંજ ગુણ ગવાય ! મદરસાના ઉપરી મૌલાના હોય એટલે તેઓ ભણતા છોકરાઓ અને તેમના શિક્ષકોના ઉપરી પણ તે વાસ્તવિક રીતે થવાનાજ ! ફાતેહા દુરૂદ, ન્યારત, વિવાહ વિગેરેમાં પણ મૌલાના અને તેમના રોજીએ લગાડેલા શિક્ષકોજ વધારે ભાગે નજર પડવાનાં ! એટલે દિવસે દિવસે મૌલાનાનો અધિકાર ગામમાં વધતો જાય છે અને તેઓ ધીરે ધીરે કાબુ મેળવતા જાય છે અને પગ ફેલાવતા જાય છે. શિક્ષકો તેમના હાથ નીચેના આલિમ, અને પોતે મોટા આલિમ, આવી બીના હોવાથી બસ ગામમાં બધે તેમનીજ ડોંડી પીટાય છે. વળી જેટલા છોકરા આ મદરસાઓમાં તાલીમ લે

તે તો મૌલાનાને કુદરતી રીતેજ પોતાના વડીલ તરીકે ગણવાના. લગભગ બધાજ છોકરા થોડા ઘણા દીવસ મૌલાનાના તાબાના મદરસામાં તાલીમ લેજ! એટલે તે બધાજ મૌલાનાને પોતા વડીલ તરીકે માનતાં શીખે! હવે નવી પ્રજા તો તમામજ મૌલાનાને માનનારી! કારણ કે દરેકે મદરસાનું મ્હોડું તો થોડા ઘણા દહાડા જોયુંજ હોય! જુના લોકો મૌલાનાને તેમના વાએજ અને પેશઇમામી માટે માને, નવી ઉછાર મદરસાઓને લીધે માને, અને શિક્ષકો પોતાની રોજી માટે માને! આવો મામલો દસ બાર વરસ ચાલે તો મૌલાના પોતે ગામમાં કુલ કુલ્લાંજ થઇ જાય અને મુસલમાનોનાં એક વડીલ ગણાય! વળી વખત જતાં તેઓ પીરી મુરીદીની ઢબ પણ અખત્યાર કરે એટલે થયા પીર! બોલો સાહેબ કેવી યુકતી! જોયો મદરસો સ્થાપવાનો ફાયદો! જે મૌલાના પહેલાં એક ટુકડગદા જેવા ચીંથડે હાલ ગામમાં આવ્યા હતા અને જેમનો ગામના ખાનદાની માણસોની ખુશામત કરતાં કરતાં પાર આવતો નહોતો તે હવે ધોળાં લૂગડાં પહેરતા અને હલવા ચપાતી ખાતા થયા! તેમનું રૂપ દીવસે દીવસે ઉઘડતું ચાલ્યું અને તેઓ ખાનદાનમાં પણ ગણાવવા લાગ્યા! અને રફતે રફતે તેમની કુલિનતા એટલી બધી વધી કે ગામમા જુના ખાનદાની લોકોની ખાનદાની પણ તેમની આગળ ઝાંખી પડતી ચાલી. મૌલાના ખાનદાન, તેમની બીબીસાહેબ ખાનદાન, તેમના સાહેબજાદા ખાનદાન, મતલબકે મૌલાનાના ઘરનું કુતરૂં પણ ખાનદાન! જે ખાનદાની પહેલાં ઢુંડી પણ મળતી નહોતી તે હવે મદરસાના પ્રતાપે ઘેર ચાલીને આવવા લાગી! વાહરે મદરસા તારી કરામત! વાહરે ઇલમ તારી ખુબી! તું ખાનદાની પણ લાવે છે એવો તો સ્વપ્ને પણ કોઇને ખ્યાલ આવ્યો ન હતો! પણ તેં તો

આખરે ગમે તેમ કરી ગીલીટ ચડાવી દીધો ! અને મૌલાનાને ગણત્રીમાં લાવી મુક્યા ? ભોળા લોકોને કયાં ભાન છે કે મૌલાના શું મતલબમાં રમે છે !

વળી એ ઉપરાંત મદરસામાં છોકરાં પઢાવનાર શિક્ષકો કેટલીકવાર શું ધંધો કરે છે તે પેલા બિચારા ગામના લોકોને કયાં ખ્યાલ હોય છે ! અમારૂં કહેવું એમ નથી કે મદરસા ન કહાડવા અને ઇલ્મ ન શીખવવો; અમે તો તેના ખાસ હિમાયતી છીએ પણ કેટલેક ઠેકાણે જે જુઠાણું અને પોકળ જોવામાં આવે છે તેને માટે અમે લોકોને જણાવીએ છીએ. આવા મદરસાના કેટલાક શિક્ષકો ઘણે ભાગે જુવાન ઉમરનાં હોય છે અને મસ્જીદ અને મદરસાને બહાને તેમને હમેશાં લોકોના ઘેર સારૂં સારૂં ખાવાનું મળે છે. વળી તેઓ ઘણે ભાગે વગર પરણેલા હોય છે અથવા તો મદરસા અને મસ્જીદમાં પોતે રહેતા હોવાથી ઓરતને તેમાં લાવી શકતા નથી, તેથી કેટલીક વખતે તેઓ પોતાની પાસે શીખતા છોકરાઓ સાથે તેમના ઘરની સ્ત્રીઓ ઉપર ભળતા સંદેસા મોકલે છે કે યાતો છોકરાઓને ઉલટી રીતે દોરે છે ! લોકોના માલ મસાલા ખાઇને રાતામાતા થએલા આવા કેટલાક પરદેશી શિક્ષકોની વાતો ઘણી વખતે સાંભળવામાં આવે છે જેથી ગામ લોકોનીજ નામોશી થાય છે. પરદેશીઓને શું છે ! તેમનું શું હતું ને શું જવાનું હતું ! એક ગામ નહીં તો બીજું ગામ ! વળી કેટલાક આલિમો એવા નીચ ખવાસના હોય છે કે ગામમાં રહીને કોઇની વહુ દીકરી સાથે દોસ્તી બાંધે છે અને તેને લઇને પોબારા ગણી જાય છે અને જો નાસવાનો લાગ નથી ફાવતો તો પ્યાર અને ઇશ્કના જુસ્સામાં એટલા તો આંધળા બની જાય છે કે તે ઓરતના

ધણીનો જીવ લેવા ઉભા થાય છે. તેને ઠેકાણે કરવા તેના ઉપર પ્રથમ તો ઇલ્મ ચલાવે છે, પછી ધંતર મંતર કરે છે અને પછી પોતે પોતાના હાથથી કે બીજાના હાથથી તેને મારી નાંખવા તૈયાર થઇ જાય છે! આવા ઘણા દાખલા જોવામાં આવ્યા હશે! આવા આલિમો આપણું ખાય છે, આપણું પહેરે છે, આપણા મકાનોમાં રહે છે અને આપણી આબરૂનાજ કે આપણા જીવના તરસ્યા થાય છે અને જયારે આપણને નુકસાન પહોંચાડે છે ત્યારે તેમને ચેન પડે છે! ત્યાં સુધી તેઓ હેઠા બેસતા નથી! તેઓ જેલમાં જાય તોપણ એમને શું લાજ! ઘર છોડયું એટલે લાજ પણ છોડી! જે કાંઇ ખમવું પડે છે તે તો પેલા બિચારા ગામના માણસનેજ! તેની તો બિચારાની આબરૂની આબરૂ જાય છે, માર ખાય છે, જીવ જાય છે, અને પૈસો બરબાદ થાય છે.

---

## પેગમ્બરની આલ-વંશ તરફ બેદરકારી.



વળી ઉત્તર હીંદુસ્તાન તરફથી તો જેટલા લોકો આવે છે તે બધાજ કાંઇને કાંઇ દાવો કરે છે. કોઇ બાદશાહની ઓલાદનો, તો કોઇ નવાબની ઓલાદનો, તો કોઇ જાગીરદારની ઓલાદનો, તો કોઇ જમીનદારની ઓલાદનો તો તે પોતાને બતાવશેજ! ઘર આગળ જરા વાતમાં ખટકી ગઇ તેથી મુલક છોડીને ચાલ્યો આવ્યો છું એ વાત તો તેમનામાં સાધારણ હોય છે! તેઓ જીભના ઘણા ચાલાક હોય છે

તેથી જોતજોતામાં આ દેશના લોકોને પોતાના તરફ કરી લે છે. તેમની જીભ એવી ચપળ હોય છે કે તેમનામાંનો એક જાહેલ અને ગુજરાતનો આલીમ બરાબર હોય છે. તેથી તે પોતાની જબાંનદરાજીથી લોકોમાં પગ ઘાલે છે અને પછી પોતાની મતલબ પાર પાડવા ફાંફાં મારે છે. પણ પરદેશીઓ તે પરદેશીઓજ ! તેમને શું શરમ ! એક જરા વાતમાં ખટકી તેથી તેણે પોતાનું ઘરબાર અને મુલક છોડી દીધો તો પછી અહીં તેનો શું ભરૂંસો !

મદરસામાં આવા પરદેશીઓ ભેગા થાય છે તો પાછા તે પણ પરદેશીઓનેજ ઘાલે છે ! આ દેશના ખાનદાની કુટુંબના છોકરાઓ બિચારા ઘેર ઘેર અથડાય છે પણ તેમનો કોઇ ભાવ પુછતું નથી ! આવા ખાનદાની ગરીબ છોકરાઓને તાલીમ આપવામાં આવે તો કેટલો બધો ફાયદો થાય ! પણ હાલના કેટલાક મદરસા તો તે તરફ બિલકુલ ધ્યાન આપતા નથી; કારણ કે તેમાં પરદેશીઓનું જોર વધારે હોવાથી તેઓ પરદેશીઓનેજ લાવવા માંગે છો "પહેલાં ખેશ અને બાદ દુરવેશ" એ કહેવત મદરસાના આગેવાનોએ ભુલવાની નથી. "ઘરના છોકરા ઘંટી ચાટે અને પાડોશીને આટો જોઇએ" ! હજારો સૈયદોનાં ગરીબ છોકરાં રખડતાં ફરે છે તેમને તાલીમ આપવાની કે સુધારવાની કોઇ કોશીશ કરતું નથી. આ દેશમાં ઇલમના બહાને જેટલો પૈસો ખરચાય છે તેમાં રૂપીયે ચૌદ આની તો બહારના લોકો માટેજ જાય છે. હીંદુસ્તાનના મદરસાઓ તથા બીજે ઠેકાણના ભણતા મદરસાઓને લોકો પોતાની નામનાને ખાતર મોટી મોટી રકમો આપે છે પણ પોતાના મુલકમાં એક સાદાતના ઘરમાં અનાજ પાણીનાં સાંસાં હોય છે તે તરફ લોકો ભાગ્યેજ નજર કરે છે !

પેગમ્બર સલ્અમની જે આલનું દરરોજ દરૂદ શરીફમાં નામ લેવામાં આવે છે તે આલ તરફ આવા લોકો કેટલી દીલસોજી અને લાગણી ધરાવે છે તે મદરસાના છોકરાઓ જોવાથી જણાઈ આવે છે. રાત દિવસ દરૂદમાં આલનું નામ લેવું અને તેની તાલીમ કે તેની મુસીબત તરફ જરા પણ કાળજી ન રાખવી એ ઘણુંજ નામોશી ભર્યું છે. કેટલાક લોકો કહે છે કે આલના લોકો ઘણા હલકા ચલણના નીકળે છે. પણ આના જોખમદાર કોણ છે? આવા લોકોજ! જો તેઓ તેમની કાળજી રાખીને તાલીમ આપતા હોય અને જેમ ભળતાઓને ઇલમ શીખવાડવા પૈસા ખરચે છે તેમ આલને માટે પણ ખરચવામાં આવે તો અમને આશા છે કે તેઓ ઉમદાંજ નીવડવાના. બીજા હલકા લોકો ઇલમ શીખી આવા આલના લોકોના બાપદાદાની ભટાઇ અને તારીફ કરીને પોતે હલકા દરજામાંથી મોટા દરજાગાં આવી જાય છે તો પછી આલના લોકો સારા નીવડે એમાં નવાઇ શું? એક તો જાતે સોનું અને તેમાં હીરો જડવામાં આવે તો બાકી શું! એક તો પેગમ્બર સલ્અમનું ખાનદાન અને પછી ઇલમ આવે તો કહેવાનુંજ શું? સોનુંને સુગંધ બેઉ સાથે હોય તો પછી હલકી કોમના આલિમો કરતાં લાખ દરજે તેઓ સારા નીવડે એમાં નવાઇ શું? કેટલાક ગેર મુકલ્લદો-વહાબીઓ-ફરેલાઓ મદરસાવાળા શેઠીઆઓની પાસેથી મોટી મોટી વાતો કરીને હજારો રૂપીઆ કડાવી જાય છે. અને તે પૈસાના જોરથી વહાબીપણું વધારે ફેલાવે છે. આથી પરિણામ એ આવે છે કે બિચારા આલના લોકો બરબાદ થતા જાય છે અને હલકાઓનું જોર વધે છે. અને જયારે હલકો વધે ત્યારે પછી બાકીજ શું રહ્યું? આલના લોકો બરબાદ! તેમનો કોઇ બેલી

થવાનુંજ નહીં ! એક ખાઇ ખાઇને તાજાં થએલા વહાબી આલિમને હજાર રૂપીઆ જોઇતા હશે તો તરત મળી શકશે પણ કદાચ કોઇ સૈયદની લાશ પડી હોય તો પણ તેને કાંઇ કફન સુધ્ધાં આપવાનો નહીં ! શું જમાનાની ખુબી છે ! જે આલની પેગમ્બર સાહેબે દુનિયાંથી ઉઠતી વખતે સોંપણી કરી તે આલના આવા હાલ જોઇને શું તમને દયા નથી આવતી ? જેમના બાપદાદાએ કાયમ કરેલા ઇસ્લામનો તમે લાભ લો અને તેમનાજ તરફ આવું વર્તન રાખો તો તે શું અફસોસની વાત ન કહેવાય ? જેમના બાપદાદાને સવાબ પહોંચાડવા મોલુદો પઢાવો, વાએજો કરાવો, ફાતેહા દેવડાવો અને તેમ કરીને સવાબ મેળવવાની આશા રાખો અને તેમની ઓલાદ તરફ નજર પણ ન કરો એ શું અજાયબી જેવું નથી ? મોલવીઓ પોતે સયદ-પીરજાદાઓના ભાટ તથા વહીવંચા છે. જો તેઓ તેમના બાપદાદાની તારીફ કરે તો રોટલા ભેગા થાય ! કારણ કે ઇસ્લામ પણ તેમના બાપદાદાનો, ઇલમ પણ તેમના બાપદાદાનો અને કે કાંઇ મજહબના રૂપમાં આલિમોને મળ્યું છે તે પણ તેમના બાપદાદાનું. માટે તેમની તારીફ કરે તો દુનિયામાં આબરૂથી રહી શકે; નહીં તો ખાસડાં ખાય. સૈયદોના બાપદાદાની તારીફ કરનાર વહીવંચાઓને તો લોક "મોલાના" "મોલાના" કરીને અદબ કરે અને સૈયદોને ચીંથરેહાલ જોઇને મ્હોંડું ફેરવે એ જમાનાનીજ બલીહારી છે! આખર જમાનાની આ પણ એક મોટામાં મોટી નિશાની છે ! જો આલના લોક તમને ઠીક ના માલમ પડતા હોય તો તેમને સુધરાવવા કોશીશ કરો, તેમને ઇલમ પઢાવો, તાલીમ આપો, તેમની જરૂરીઆતો તરફ નજર કરો અને પછી જુવો

કે તેઓ હલકાઓ કરતાં કેટલે દરજ્જે ઉમદા નીકળે છે. હલકી કોમનો આલિમ ગમે તેવો હોય તોપણ તે જકાત લેવા તૈયાર ! અને સૈયદને તો મૂળથીજ જકાત હરામ; એટલે એમ પણ તેમને તો રસ્તો બંધ ! વળી એ ઉપરાંત લોકો તેમની તરફ બેદરકારી દેખાડે અને આલીમો તો રાત દીવસ તેમને તોડી પાડવાનીજ કોશીશ કરતા હોય તો હવે બિચારા તેઓ જાય ક્યાં ? તેમની તરફ એક વખત નજર કરો અને જરા તેમને માટે કાળજી રાખો અને પછી જુવો કે તેઓ કેવા નીવડે છે ? આ તો અસલ બિચારા હેઠા પડી ગયા છે અને તેમની જગા ઉપર હલકા આવીને ગોઠવાઇ ગયા છે. પણ લોકોજ આંખ નથી ઉઘાડતા તો પછી આપણે શું કહીએ ? લોકોએ સમજવું જોઇએ કે પોતાના દેશના ખાનદાની માણસો વધશે તો તેમને જરા પણ શરમ અડશે અને તેમની ખાનદાની અને સાથે સાથે તેમણે લીધેલો ઇલ્મ તેમને લોકોની આબરૂ જાય એવી વાત કરવા બેશક રોકશે; પણ હલકા પરદેશીઓ કદી રોકાવાના નથી. આ બધી બાબતોનો વિચાર કરી જે લોકો ખુદાને રાજી રાખવા માગતા હોય અને પેગમ્બર સાહેબની મહોબત મેળવવા માગતા હોય તેમણે તેમની આલ માટે કોશીશ કરવી જોઇએ. બળતા લોકો પાછળ પૈસો ખરચવાથી કાંઇ લાભ થતો નથી પણ ઉલટું નુકસાન થાય છે. માટે આલના લોકોને સાચવી રાખવામાંજ અને તેમની સંભાળ લેવામાંજ ફાયદો છે. (કહે છે કે બાદશાહ અકબરના જમાનામાં એક બાજીગર એક ભમરી લઇને બાદશાહનો મુકામ હતો ત્યાં આવ્યો. જે ભમરીને લઇને તે આવ્યો હતો તેને તેણે એવી તાલીમ આપી હતી કે તે ભમરી મોટા મોટા પક્ષીઓને મારતી અને ઉડતા પાડતી. જ્યારે

એ વાત બાદશાહના કાને આવી ત્યારે તેણે એ તમાશો જોવાનું નક્કી કર્યું. બધા અમીર ઉમરાવોને આમંત્રણ કરીને બોલાવ્યા અને મોટો સમારંભ થયો. ગામના પણ હજારો લોકો એ અદભુત તમાશો જોવા ભેગા થયા. બાજીગરે ખેલ શરૂ કરવા માંડયો. બાદશાહની પક્ષીશાળામાનાં કુલંગ—કુંઝલડી નામના જાનવરોને છોડવામાં આવ્યાં. જેવાં તે ઉડીને આકાશ તરફ ગયાં તેવીજ તે બાજીગરે પેલી ભમરીને તેમની પાછળ ઉરાડી.-ભમરી તો શીખવેલીજ હતી તેથી તે એકદમ સપાટાબંધ તે પક્ષીઓની પાછળ વીજળીની ઝડપથી ગઇ. તેણે આકાશમાં જઇને એક પક્ષીને આંખમાં ડંખ મારવાનું શરૂ કર્યું. થોડી વારમાં પેલું બિચારૂં પક્ષી ઘણા ડંખ આંખોમાં વાગવાથી આંધળું થઇ ગયું અને એકદમ ફફડ કરતું જમીન ઉપર આવી પડયુ. થોડીવારમાં બીજું આવ્યું. વળી તીજું આવ્યું. એમ કરતાં કરતાં બધાં પક્ષી જમીન ઉપર પટકાઇ પડયાં. અને ભમરી આવીને બાજીગરના હાથ ઉપર બેસી ગઇ. લોકો ઘણા ખુશી થયા અને બાજીગરની તારીફ કરવા લાગ્યા. તેઓ માંહોમાંહે વાતો કરતા હતા કે હમણા બાદશાહ બાજીગરને તેના અદભુત પરાક્રમને લીધે ગામ ઇનામમાં આપશે; પણ તેટલામાં બાદશાહે હુકમ કર્યો કે એ બાજીગરના બંને હાથ કાપી નાખો! આથી લોકો ઘણીજ અજાયબીમાં પડયા. તેટલામાં બાદશાહ પોતેજ બોલ્યા કે આ બાજીગરે પોતાની હુંશીયારી એક ભમરી જેવા નકામા જાનવરને તાલીમ આપવા માટે વાપરી છે જેથી ફળ કાંઇ સારૂં આવ્યું નથી! તેની તાલીમનું પરિણામ એ આવ્યું છે કે એક નકામા જાનવરે કામના પક્ષીઓનું સત્યાનાશ વાળ્યું છે! તેણે એક નકામા ડંખીલા ઝેરી જાનવરને તાલીમ આપી

તેના કરતાં તેણે પોતાની હુંશીયારીનો ઉપયોગ કોઇ સારા પ્રાણી પાછળ કર્યો હોત તો આજે નાલાયકના હાથે લાયકને માર્યા જવાનો વખત આવત નહીં! પણ નાલાયકને તાલીમ આપવાથી આવુંજ પરિણામ આવે છે! તેથી હું હાથ કાપી નાખવા હુકમ કરૂં છું કે ફરીથી કોઇ માણસ મારા રાજ્યમાં નાલાયક જીવને તાલીમ આપવા ઉભો ન થાય કે લાયકનું મોત આવે. આમ કહી પોતે ત્યાંથી ઉઠી ગયા અને બાજીગરના હાથ કાપવામાં આવ્યા. મતલબ કે નાલાયક તાલીમ આપનારા અને નાલાયક તાલીમ લેનારા ભેગા થાય છે ત્યારે આવું ફળ નીપજે છે.

(અમને બીક છે કે હલકા આલિમો શેઠીઆઓનું કાંઇ પણ ચાલવા દેવાનાં નથી. તેમને ગમે તેમ ઉંધું ચતું સમજાવશે, ભળતા ભળતા મસલા આગળ ધરશે અને કોઇ પણ વાતે તેમને બિચારાઓને આગળ આવવા દેશે નહીં. કારણ કે તેઓ સમજે છે કે જો બાલના લોકો વધશે તો પછી પોતાને કોઇપણ ગણશે નહીં! આવા ખ્યાલથી તેઓ શેઠીઆનું કાંઇ પણ ચાલવા દેવાના નથી. બિચારા શેઠીઆઓ પૈસા ખરચે પણ લાચાર! મોલવીઓનાં કરતુક આગળ કોઇનું પણ કાંઇ ચાલે નહીં,! બાલના લોકો વધે તો પછી! હલકા આલિમોની હુકમતને ધોકો પહોંચે તેનો કાંઇ ખ્યાલ કર્યો કે? મદરસાનો વહીવટ હાથથી જાય અને આબરૂમાં ખામી આવે! મદરસો એ તો એક ખરેખરી હુકમત છે! કારણ કે તેમાં છોકરાઓ ઉપર સરદારી ભોગવવાની હોય છે.

(કહે છે કે પહેલાના વખતમાં એક બાદશાહે બીજા બાદશાહના મુલક ઉપર ચઢાઇ કરી અને તેનો મુલક જીતી લઇ તેને કેદ પકડયો. થોડા દીવસ કેદખાનામાં રાખ્યા પછી જીત મેળવનાર બાદશાહને ખ્યાલ થયો કે પેલા કેદ પકડાયલા બાદશાહને કાંઇ કામ

સોંપવું. તેથી તેને કેદખાનામાંથી પોતાની રૂબરૂ બોલાવ્યો અને પુછયું કે તમને હું કાંઈ કામ સોંપવા માંગું છું. માટે તમે કયું કામ કરવા માગો છો? પેલા બાદશાહે વિચાર કરીને કહ્યું કે મને મદરસો પઢાવવાનું કામ આપો. બાદશાહે ઠીક છે કહી તેમને તે વખતે રજા આપી અને બધા દરબારીઓને બોલાવીને તેમનો અભિપ્રાય પુછયો તો ઘણાખરા વજીરોએ કહ્યું કે સાહેબ એણે આટલા બધા વરસ હુકમત કરેલી છે અને હવે હુકમત ગઈ છે પણ તેનો ખ્યાલ તેના મગજ-માંથી ગયો નથી! તેથી કાંઇ નહીં તો છોકરાંઓ ઉપરની પણ હુકમત મળે તો તેને તે કબુલ કરવા રાજી છે. કારણ કે મદરસાના બળથી તે આગળ ઉપર પોતાનું જોર વધારી શકશે એવી તેને આશા છે, અને તેનું એ ધારવું કાંઇ ખોટું નથી. કારણ કે માણસના હાથ મદરસો આવવાથી તે ઘણે દરજ્જે પોતાનું વજન વધારી શકે છે. અને પોતાને બેહદ લાભ કરી શકે છે. આ લોકોનું કહેલું સાંભળી પેલો બાદશાહ મનમાં સમજી ગયો અને તેને મદરસાનું કામ નહીં સોંપતાં બીજું કામ સોંપ્યું.

## હલકા આલિમો અસરદ બની બેસે છે.

કેટલાક લોકો તો પરદેશી આલિમોનેજ પસંદ કરે છે અને દેશી ગમે તેવા સારા ચલણના અને નરમ સ્વભાવના હોય છે તો પણ તેમને ગમતા નથી, પણ તેઓ એમ સમજતા નથી કે "પરદેશીને

રોટલો આપવો પણ ઓટલો ન આપવો". પરદેશી આલિમો આવે છે તો આપણું ખાય છે, આપણું પહેરે છે, આપણા ઘરમાં રહે છે અને વખત મળે તો ઘર મારવા તૈયાર થાય છે! આવા ઘણા પરદેશીઓએ ગામમાં લડાઇઓ ઘલાવી છે, લોકોના માથાં ફોડાવ્યાં છે, પૈસાની બરબાદી કરાવી છે, અને વખત મળે લોકોની વહુ દીકરીઓને પણ નસાડેલી છે. આવા ઘણાએ દાખલા બન્યા છે પણ લોકો સમજતા નથી! પરદેશીઓને કોની શરમ! એમને કયાં કોઇને મ્હોં બતાવવું છે ! આ ગામ નહીં તો બીજું ગામ! જેણે ઘર અને પોતાનું ગામ છોડયું તેને બીજાનું ગામ છોડતાં શી વાર! એને શું લાગે વળગે એમ હતું ! દોરી લોટો લઇને નીકળેલો હોય છે ! જો ફાવી ગયા અને પોત વહેલું ઉઘાડું ન પડયું તો થોડીઘણી તીજોરી તર કરી લે છે અને જો ન ફાવ્યું તો કોઇ છોકરાને કે છોકરીને દાવમાં લઇને પોબારા ગણે છે! પછી પાછળ જેને રડવું હોય તે રડે ! એમને કયાં રડવા જવું પડે એવું હતું ! એ તો ઘરથી નીકળ્યા છે ત્યારનીજ બધાના નામની પોક મુકીને નીકળ્યા છે ! જો કદાચ ગામમાં ફાવી ગયા અને ટીકી લાગી ગઇ તો પછી જુવો મજા ! થોડા દીવસ પછી તેમના મુલકના અને બીજા ગામના બાંધેલા આડતીયા તેમને " સૈયદ–સાદાત " " સીયાદત–મઆબ " " સીયાદત પનાહ " " કિદવતુલ-વાસેલીન " " ઝુબ્દતુલ–આરેફીન " વીગેરે માન ભરેલા શબ્દો તેમના કાગળના કવર ઉપર લખી લોકોમાં તેમનો મરતબો વધારવા કોશીશ કરે છે. જયાં આવા કાગળો પરદેશથી તેમના મોટા ઇલકાબ સાથેનાં આવવા માંડે છે કે ટપાલવાળો સૈયદ મૌલાના ફલાણા ફલાણા કરતો મહોલ્લામાં આવે છે. મહોલ્લાના લોકો

જાણે છે કે મોલવી સાહેબ સાદાત છે. ધીરે ધીરે એ વાત દરેક લત્તા-વાળાઓના અને આખરે આખા ગામના જાણવામાં આવે છે! બહા-રથી કાગળોજ સૈયદના મરતબાથી આવવા માંડે તો બીજી ડાંડી પીટ-વાની જરૂરજ શું! આ પણ પોતાનો મરતબો વધારવાની એક યુકતી છે! જે આલિમના ભેજા સિવાય બીજા કોઇને સુજી શકે નહીં! ગમે તેટલા હલકા હોય પણ ઇલમ આવ્યો એટલે સાદાતી કે મશાયખી આવવાનીજ! વળી આવા મોલવી સાહેબ પહેલાં જાહેર રીતે પૈસાને હાથ લગાડતા નથી તેથી મદરસાને માટે કે બીજા કાંઇને માટે ધર-માદા ઉઘરાણું થાય છે તો તેમને બિનસ્વાર્થી ગણી તેમનાજ હાથમાં મુકવામાં આવે છે. જેનો ના હીસાબ કે કીતાબ! તે ઉપરાંત તેઓ પરદેશથી બીજા પોતાના મળતીઆ લોકોને બોલાવે છે અને જાહેરમાં પરમારથની અને નેકીની લાગણી બતાવી ગામમાંથી સારૂં ઉઘરાણું કરી આપે છે અને પછી પેલો આવનાર અને પોતે અંદર અંદર સમજી જાય છે. શું આવી બધી યુકતીઓ ઇલિમ શીખવતો હશે?

## તેમનું ફ્રીમેશન.

જે આલિમ એક ગામમાં હોય છે તે કોઇ પોતાના મળતીયા આલિમને પોતાના ગામમાં બોલાવા માગે છે. તે પ્રથમ તો પોતાના ગામના લોકો આગળ તેમની ટોપલે ટોપલા તારીફ કરે છે. અને કહે છે કે એ તો ખરેખરા જીવતા જાગતા વલી છે, કોઇની પાસેથી

પૈસો સુધ્ધાં લેતા નથી ! હજારો લોકો તેમની દુઆ લેવા તેમની પાસે જાય છે તો આપણા ગામમાં તે આવે તો તેમના કદમની બરકતથી ગામની હજારો બલાઓ દુર થઇ જાય! તેઓ તો તમારા ગામમાં આવે પણ નહીં પણ તે તો કદાચ હું ઘણું કહું તો હા પાડે! જો તમે ગામવાળા તેમને બોલાવવા તૈયાર થાઓ તો હું તેમને લઇ આવું ! ગામવાળા લોકો પોતાના આલિમ સાહેબ જ્યારે તારીફ કરે છે તો કોઇ ખુદાના વલીજ હશે એમ ધારી હા પાડે છે અને તેમને બોલાવવા તૈયાર થાય છે. ગામના આલિમ હવે લોકોને આવનાર આલિમ સાહેબની પધરામણીનો સઘળો બંદોબસ્ત કરવાનું કહી પોતે તેમને લેવા જાય છે અને ત્યાં જઇને એ આવનાર મહાત્મા સાથે તમામ મસલત ચલાવી ભારે પાયા ઉપર પધરામણી કરવાનો એક લાંબો પહોળો કાગળ લખી મોકલે છે! પહેલાં તો તેમને એજ લખે કે હજારો લોકો હઝરતને અહીં દરરોજ મળવા આવે છે! તેમને મુશ્કેલીએ એ આપણા ગામ આવે છે માટે તમારે તેમની પધરામણી વખતે તમારા ગામની શોભા પ્રમાણે તજવીજ કરવી ! આવો લાભ ફરી ફરી મળશે નહીં ! મોલવી સાહેબના આવા આવા લખાણથી ગામના લોકો બિચારા વધારે આતુર થાય છે અને આવનાર આલિમ સાહેબની પધરામણી માટે ભારે તૈયારીઓ કરે છે! ગામ ગામથી લોકોને બોલાવે છે અને પાંચ પચીસ ગાડીઓ લઇને તેમને સામે લેવા જાય છે ! બંને આલિમો સારા ઠાઠથી ઉતરે છે અને હાજર રાખેલા ફુલહાર પહેરે છે અને એક ઘણો ગંભીર દેખાવ ધારણ કરી તેમને માટે રાખેલી ગાડીમાં સવાર થાય છે ! લાવનાર આલીમ તો ઉતરતાંજ આગેવાન એક બે સખસોને

કહી દે છે કે હઝરતને મહા મુશીબતે લાવ્યો છું! કાલ સુધી તો આવવાનું નાજ કહેતા હતા પણ વળી રાત્રે ખુદાની મહેરબાની થઇ ગઇ એટલે હા કહી દીધું અને આવ્યા!

હવે મોટા સરઘસના રૂપમાં આલિમ સાહેબ ગામમાં દાખલ થાય છે જેમને જોવા પહેલાંથી લોકોમાં તેમની વાત મશહુર થઇ જવાથી ઘણા લોકો ગામમાં ભેગા થાય છે. નાસ્તો વિગેરે કર્યા પછી પેલા ગામના આલિમ જરા આઘા પાછા થાય છે ત્યારે હવે આવનાર આલિમ સાહેબનો તારીફ કરવાનો વારો આવે છે! તેઓ પોતાને બોલાવનાર આલિમ સાહેબ વિશે હવે બે સુખન કહેવા માંડે છે અને ધીમે ધીમે પોતાના બયાનમાં વધારો કરતા જાય છે! અને કહે છે કે આ આલિમ તો એક ખરેખરા વલી છે! તેથી મારે તેમના સુખનને લીધે તમારા ગામમાં આવવું પડયું! જો એ ન આવ્યા હોત ને બીજો કોઇ આવ્યો હોત તો હું કદી આવત નહીં! પણ મારાથી તેમનો સુખન ઠેલાયો નહીં શું કરૂં! હું તેમને ઘણા દીવસથી ઓળખું છું! તેમને તો ફલાણા ગામમાં લોકો એવી રીતે રાખતા હતા કે જાણે પોતાના બાપ! વળી તે ભરેલું વાસણ છે! તમારા બહુ મોટા નશીબ કે એ તમારા હાથ લાગ્યા છે તમારા ગામમાં આ એક હીરો છે! હજુ સુધી લાગે છે કે તમે તેમનાથી પુરેપુરા વાકેફ નથી! હું તો તેમને ઘણા લાંબા વખતથી ઓળખું છું અને તેમની યાદીમાંજ હતો કે તેઓ એક દીવસ મને મળી ગયા! મેં તો તેમને ત્યાં રાખવા ઘણાએ ફાંફાં માર્યા પણ તેઓ તો રહ્યાજ નહી! કોઇએ પણ આજ સુધી તમને ઓળખ્યા નહી એ એક મોટી તાજુબીની વાત છે! હું આટલું બધું ફર્યો પણ એમના જેવો માણસ મારા જોવામાં આવ્યો નથી! આવું આવું પેલા આવનાર આલિમ

લોકો આગળ કહી પોતાને બોલાવનારની કીર્તી વધારે છે. પોતાના ગામના આલિમ પણ વલી માણસ છે એમ પેલા આવનાર આલિમ સાહેબના કહેવાથી ગામ લોકોની ખાત્રી થાય છે ! હવે નવેસરથી તેમની કદર થવા માંડે છે! એટલે ધીરે રહી તેઓ એક વાત છેડે છે કે હઝરત તો પઇ પૈસો કોઇનો લેતા નથી પણ હાલમાં તેમણે એક મદરસો ફલાણા ગામમાં બાંધવાનો શરૂ કર્યો છે માટે તેઓ અહીં આવ્યા છે તો આપણે તેમનાથી કાંઇક સલુક કરવું! આવું નક્કી થઇ એક તરફ ઉઘરાણું થવા માંડે છે અને બીજી તરફ લોકોની દાવતો ચાલે છે ! એટલે એક અઠવાડીયું મોટા આનંદ સાથે પસાર થાય છે! આજુ-બાજુના ગામના લોકોને પણ આડકતરી રીતે આવેલા આલિમ સાહેબને પોતાના ગામમાં લઇ જવા સુચનાઓ કરવામાં આવે છે તેથી બીજા ગામોમાં પણ ભઠ્ઠી ચડે છે! અને આવી રીતે દસ બાર દહાડા જાફત ઉડાવી એક સારી રકમ લઇ હઝરત રવાના થાય છે ! પછી ગામના આલિમ સાહેબનું તેમાં કાંઇ કમીશન હોય કે નહીં તે તેઓ જાણે ! આમ કેટલાક તો "સુખલા જામાસ્પની કંપની" જેવું ચલાવે છે અને "મન તુરા હાજી બગોયમ તુ મરા હાજી બગો !" (હું તને હાજી કહું અને તું મને હાજી કહે ! ) એવો ધંધો ચલાવી પોતાની છાપ પાડી પેટ ભરે છે !

—(૦)—

## તેમનું દેખાડવાનું રડવું.



વળી આ જમાનામાં કેટલાક આલિમો પણ એવા હોય છે કે જે જાહેરમાં પોતાને ઘણાજ પરહેજગાર બતાવે છે અને દુનિયાં તરફ ઘણીજ બેપરવાઇ દેખાડે છે; પણ તેમનું એવું ચલણ દુનિયાનો માલ

મેળવવા માટેજ હોય છે. તેઓ પોતાના આસપાસના ગામડાઓમાં તો જાણી જોઇને એક પઇ સરખી પણ લેતા નથી પણ જયારે જરા આઘે જાય છે ત્યાં જાળ પાથરે છે. ત્યાં પોતે ખાનદાની થાય છે. અને ખાનદાનીના પરદા હેઠળ રહી લોકો પાસેથી પૈસા કઢાવવાનું કામ ચલાવે છે. તેઓ લોકો આગળ વાએજ કરતી વખત એવા તો સાફ દીલના પોતાને દેખાડે છે કે વાએજ કરતા જાય છે અને રડતા જાય છે! આથી લોકો સમજે છે કે હઝરત બિચારા ઘણા નેક અને નરમ દીલવાળા છે! આવી જાલસાજીથી લોકો ફસાય છે અને હઝરતને તડાકો પડે છે! તેઓ રડતા જાય છે અને પૈસા કઢાવતા જાય છે! પૈસા કમાવાનો આ એક તેમણે ઠીક ઢબ ખોળી કહાડી છે! તેઓ આવી રીતે હજારો રૂપીઆ ભેગા કરે છે અને બીજાઓની સાથે વેપારમાં નાંખે છે! જાહેરમાં તો તેઓ પૈસા તરફ અણગમો દેખાડે છે પણ તેમની તીજોરી તપાસવામાં આવે તો તેમાંથી ઓછામાં ઓછા પાંચ દસ હજાર રૂપીઆ નીકળે એમાં કાંઇ નવાઇ નહીં! આ રૂપીઆથી તેઓ પોતાને માટે મોટા મોટા મકાનો બંધાવે છે તથા જમીનો ખરીદ કરે છે અને તેમ કરી સારી આવકવાળા થઇ જાય છે! તેઓની પાસે ઘણો પૈસો હોય છે પણ તેઓ હજુ પણ લોકોની પાસેથી પૈસા કઢાવવાનું છોડતા નથી! આવી રીતે દહાડે દહાડે તેમની પાસે રૂપીઆ વધતાજ જાય છે પણ તેઓ જકાત સુધા પણ કહાડતા નથી. શું આ વખતે શરીઅતનો મસલો તેમને યાદ નહીં આવતો હોય? મ્હોડે તો કહેતા જાય કે પૈસો નકામી ચીજ છે પણ તેને તીજોરીમાં ભેગો કરવા જરા પણ પાછા પડતા નથી! આસપાસના ગામડાના ગરીબ લોકોની પાસેથી કાંઇ ન લેતાં છેટેના માલદાર વેપારીઓની પાસેથી ભારે રકમો કઢાવવામાં તેઓ ઘણા કુશળ અને ચાલાક હોય છે! તેમની શરીઅત

બધી પૈસામાંજ સમાયેલી હોય છે ! દીલમાં તો લાલચના મોટા મોટાં પોટલાં ભરેલાં હોય છે. અને બાહેરથી બુજુર્ગ–મહાત્મા હોવાનો ડોળ કરે છે! પણ મહાત્મા તો મન મર્યા વગર થવાતું નથી. લાલચવાળો અને દુનિયાનો માલ કમાનારો માણસ કદી બુજુર્ગ–મહાત્મા હોઇજ શકતો નથી. દુનિયાના માલની લાલચ રાખવી એ અંતરનો છુપો નિરક છે જેને માટે હઝરત પેગમ્બર સલ્અમ પણ ઘણી ચેતવણી આપતા હતા. આવા આલિમો જાહેરમાં પોતાને ઇલમ—જ્ઞાનના ભંડાર જણાવવા માગે છે પણ લાલચવાળો માણસ કદી પણ ખુદાના ભેદ સમજવાને લાયક હોતો નથી. જો તેઓ મહાત્મા–બુજુર્ગ કહેવડાવવા માગતા હોય તો પ્રથમ તેમણે પૈસાની લાલચ કહાડી નાખવી જોઇએ અને પોતાના મનને મારવું જોઇએ! “મુતુ કબ્લ અન્ત મુતુ” (મુવા પહેલા મરી જાય એવા) થાય ત્યારે દહાડો વળે. ત્યાં સુધી તો નહીં. પીર લોકો હવે બિચારા ખુણામાં દબાઇ ગયા છે અને તેમની જગાએ આવા બે–અમલ આલિમો આવ્યા છે !



## તેમની દુરઅંદેશી.



વળી કેટલાક આલિમો પીરી મુરીદી સામે સખત વાંધો ઉઠાવે છે અને જે કોઇ પીરી મુરીદીની વાત કરે છે તેને કહે છે કે હાલના જમાનામાં તો કોઇ સારો બુજુર્ગ–મહાત્મા છેજ નહીં! પરહેજગાર

લોકો હવે રહ્યા નથી તેથી પીરી મુરીદી તરફ ખ્યાલ રાખવો એ બિલકુલ વાહીયાત છે! કેટલાક લોકો એ બહાને લોકોને ધુતવાનો ધંધો કરે છે! આવું આવું એ આલિમો લોકોને સમજાવી તેમના ઉપર ધંતર મંતર ચલાવી તેમને પોતાની તરફ દોરે છે! અને તેમના મન ઉપર સીધી રીતે કે આડકતરી રીતે પોતાની પવિત્રતા અને પરહેજગારીની છાપ પાડી લાંબી કોશીશે તેમને પોતાના તરફ ખેંચવા ફતેહમંદ નીવડવા પામે છે! પરિણામ એ આવે છે કે પેલા બિચારા લોકો આવા આલિમના મુરીદ થાય છે! અને તેમની લાંબા વખતથી પાથરી મુકેલી જાળમાં સપડાય છે! તેઓ તેમને એક મહાત્મા–પીર તરીકે માનવા લાગે છે અને તેમને માત્ર તેમના બહારના દેખાવને લીધે "મૌલાના" અને "મુરશદેના" કરી બેસાડે છે! આ સુકા આલિમોને તસવ્વુફ કે સુલુકનું કાંઈ પણ જ્ઞાન હોતું નથી તો પણ તેઓ પોતાની જાળમાં ફસેલાઓને પોતે ખરેખરા એક વલી છે એમ જણાવવા માગે છે! પણ ખરૂં જોતાં તો ના તેઓ કોઈ પીર બુજુર્ગની એલાદમા હોય છે કે ના તેમને કોઈ બુજુર્ગની તરફથી ખિલાફત મળેલી હોય છે! તેમને મુરીદ કરવાનો કાંઇ પણ હક હોતો નથી તોપણ તેઓ છાને માને કેટલાક ભોળા લોકોને પોતાની જાળમાં ફાંસે છે. પહેલાં તેઓ પીરી મુરીદી કરવા સામે વાંધો ઉઠાવતા હતા તે વાંધો હવે કોણ જાણે ક્યાં જતો રહે છે તે સમજાતું નથી! આવા આલિમનો કોઇ શાજરા વિશે અથવા ખીલાફતની સનદ વિશે સવાલ કરે છે તો તેની સાથે તે ઉલટી ઉલટી વાતો કરે છે અને પોતાની કલઇ ઉઘડવાનો વખત આવે છે ત્યારે ઉલટાસુલટા સવાલ કહાડી પોતાની વાત લોકોમાં ઉઘાડી નહીં થાય તેટલા સારૂ મસ્જીદમાં કે

એવી કોઇ જાહેર જગામાં જઇ તેમને જે માણસે સવાલ કર્યો હોય છે તેના વિશે ખરૂં ખોટું લોકોને સમજાવવા માંડે છે, અને તે કાફર છે, કે મુશરિક છે, કે નસારાના કે યહુદીના ચલણ ઉપર છે એવું એકદમ જાહેર કરી તે વખતે પોતાની વાત ઉડાવી દે છે! પણ જે લોકો આવા આલિમના મુરીદ થયા હોય કે થવા માગતા હોય તેમણે પ્રથમ તેમનો શીજરો, પેઢીનામું અને ખિલાફતની સનદ માગવી જોઇએ કે માલમ પડે કે તેઓ કયા ખાનદાનના છે. આ જમાનામાં કેટલાક હલકી કોમના લોકો પણ ઇલમ પઢીને પોતાને મોટા પરહેજગાર બુજુર્ગમાં ખપાવવા માગે છે. પણ તેઓ હલકી કોમના હોવાથી બીજા ખાનદાની લોકો ઉપર તેમની છાપ પડતી નથી. હાલના જમાનામાં પેગમ્બર કે ખલીફાના કુટુંબનો કોઇ માણસ હોય છે તો બીજા સામાન્ય લોકો તેમની તરફ માનની નજરથી જુવે છે. કોઇપણ મહેફિલમાં કે સભામાં આવો ખાનદાની માણસ હોય છે ત્યાં કદાચ કોઈ હલકી કોમનો આલિમ આવે છે તો લોકો તેને પેલા ખાનદાની માણસ જેટલું માન કુદરતી રીતે આપતા નથી. બલકે આવા ખાનદાની માણસો જ્યાં હોય છે ત્યાં આવા આલિમોનું બિલકુલ વજન પડતું નથી; તેથી તેમની નફસાનીયત અને ગુસ્સો એકદમ ઉભરી આવે છે અને તેમના મિજાજનું થરમામીટર એકદમ ટોચે જઇને ઉભું રહે છે! પરિણામ એ આવે છે કે એ હલકી ખાસીયતના આલિમો એ ખાનદાની માણસોને હલકા પાડવા તેમની પાછળ હાથ પગ ધોઇને પડે છે અને તેમનું ભુંડું બોલી લોકોની નજરમાં હલકા પાડી પોતાની છાપ વધારવા ફાંફાં મારે છે! દાખલા તરીકે એવું ઘણા જણના જોવામાં આવ્યું હશે કે હલકી કોમનો કોઇ માણસ કદાચ ઉત્તર હીંદુસ્તાનમાંથી મોલવીની પાઘડી બાંધી આવ્યો

તો તે ખાનદાની લોકોને હલકા પાડવાનીજ કોશીશ કરવાનો! કારણ કે જો એમ ન કરે તો લોકો પેલાઓનેજ માને; પછી આલિમ સાહેબને પુછે કોણે! તેથી તેઓ દુરઅંદેશી વાપરી પહેલાંથીજ ખાનદાની લોકોને તોડવા માગે છે. પણ તેઓ એમ સમજતા નથી કે કોયલાને સો વખત દુધમાં ધુવો તો પણ તે કાળો ને કાળો! યઝીદ જેવાનું ભુંડું બોલવા કેટલાક આલિમો મનાઇ કરે છે અને કહે છે કે તે મુસલમાન હતો. તો મુસલમાન ઉપર કુફરનો ફતવો લાજીમ નથી. તો પછી પેગમ્બરની આલનું ભુંડું બોલવાનું આવા આલિમો આગળ કેમ બ્યાજબી થઇ જાય છે એ સમજાતું નથી! માણસમાં ગમે તેટલો ઇલમ હોય પણ તેનામાં જો જરાપણ નફસાનીયત હોય તો તે આલિમ કહેવડાવવાને બિલકુલ લાયક નથી! એ શું એના ઇલમે એને નહીં શીખવાડયું હોય? ઇલમે તો બધું શીખવાડયું હોય તો પણ પોતાની અસલ ખાસીયત કયાં જાય!



## તેમની બહાદુરી.



કેટલાક આલિમો પીરોનુંજ ખોટું બોલવામાં પોતાની બહાદુરી સમજે છે! તેમણે સમજવું જોઇએ કે અરબસ્તાનથી જે ખાનદાનો આવેલાં છે તે સિવાય આ દેશના હલકી કોમના લોકોને પીર લોકોના તુફેલથીજ ઇસ્લામની રોશની મળેલી છે. હલકી કોમના આલિમો હોય તેમણે સમજવું જોઇએ કે તેમના બાપદાદા આ મુલકમ

પ્રથમ મુશરિક હતા પણ પીર લોકોએ તેમને કરામત-પડછા દેખાડીને ઇસ્લામી બનાવ્યા છે, ઇસ્લામ જેવી ઉમદા ન્યામત આપી છે અને ખુદાનો રસ્તો બતાવ્યો છે. હીંદુસ્તાનમાં કાંઇ પેગમ્બર થયા નથી તેમ કદી આ દેશમાં આવ્યા પણ નથી. અહીં તો પીર લોકોએજ રોશની ફેલાવી છે. જો એ પીર લોકો ન હોત તો હલકી કોમના આલિમો ખુદા જાણે આજે કયા મુશરિકના છોકરા હોત તે ખુદા જાણે! જે વલી લોકો આવા આલિમોના બાપદાદાઓને ઇસ્લામમાં લાવ્યા અને જેમના તુફૈલથી આવા આલિમો પોતે મુસલમાન હોવાનો દાવો કરતા થયા તે પીર લોકોની શાનમાં કાંઇપણ વધતું ઓછું બોલવું એ પોતાની નીમકહરામી નહીં તો બીજું શું? જો પીર લોકોએ આ દેશમાં આલિમોના બાપદાદાઓને ઇસ્લામના ઝંડા નીચે ન લીધા હોત તો આલિમ સાહેબ કોણ જાણે કેવા અંધકારના ખાડામાં પડયા હોત! શું પીર લોકોએ ઇસ્લામ જેવી ઉમદા ન્યામત આપી પેગમ્બરના ઝંડા નીચે લીધા તેનો આ બદલો! ધન્ય છે એવા ઇલમને! પણ પીર લોકોને હલકા ના પાડે તો આલિમોને પુછે કોણ! માટે ગમે તેમ કરી પીરોને હલકા પાડી પોતે મોટા થવું! અથવા કાંઇ નવી વાત પેદા કરી પોતાની વાહવાહ કરાવવી કે ભાઇ આજ સુધી કોઇ સમજતું નહોતું હવે મૌલાના પાઘડી બાંધીને આવ્યા એટલે તેમણે બધી રોશની ફેલાવી! તેમના બાપદાદા પણ પઢેલા તો હતા પણ તે આવા નહી! આ મૌલાના તો ઠેઠ જન્નતની સનદ લઇ આવ્યા છે! તેમના બાપદાદા કાંઇ એટલે દરજ્જે પહોંચ્યા ન હોતા! એ તો આજ મૌલાના ઉપર ખુદાનો ખરો ઇલ્મ જાહેર થયો છે! તેઓ ઇલમ પઢીને આવ્યા ત્યારે દેશનું કલ્યાણ થયું! તેમના પહેલાં

તેમનાં બાપદાદા પણ જાહેલ હતા ! અને પેશઇમામી તથા વાએજ તથા ઇબાદત કરતા હતા પણ મૌલાના જેવી પીર લોકોને હલકા પાડવાની તેમનામાં હીંમત ન હોતી ! એતો આજ મૌલાનાની છાતી છે ! નહીંતો પીર લોકોની સામે થવાય કે ! પીર ક્યારના એમને ઉંધા નાખી દે ! પણ આ મૌલાના તો ગમે તેવું પીરનું ખોટું બોલે છે તોપણ પીર તેમને કાંઇ કરી શકતા નથી! મૌલાના કહે છે કે પીર જો જોર રાખતા હોય તો હું તેમનું આટલું આટલું ખોટું બોલુ છું તો પણ પીર મને કાંઇ કરી શકતા નથી ! પણ બિચારા શું કરી શકે ! જ્યારે એક બદમાશ ખુદાતાલાને ખરૂં ખોટું કહે છે અને હઠધર્મીથી કેટલીક વખત ગાળો સુદ્ધાં દે છે તો પણ તે કાંઇ કરી શકતો નથી તો પછી પીર લોકો શું કરી શકે ! ખુદા તો જે કાંઇ કરવાનો છે તે કયામતના દીવસે કરશે. જ્યારે ખુદાતાલા પોતાને ખરૂં ખોટુ કહેનારને તરત જોઇ લેતો નથી તો પછી પીર લોકો પણ તેની મરજી પ્રમાણે ચાલે એમાં નવાઇ શું ! હાલ તેઓ પણ પોતાને ખરૂં ખોટું કહેનારને કાંઇ કહેવાના નથી ! તેઓનું પેટનો મોટું છે. તેઓ કાંઇ અમારા મૌલાનાના જેવા હલકા પેટના નથી કે તેમના કહેવાથી કોઇના ભુંડા ઉપર નાહક કમર બાંધે ! એ કામ તો મૌલાનાનેજ હસ્તક આવ્યું છે ! "વારેસુલ અંબીયા"ને એવું કામ મળે તોપણુ તે તેમણે બજાવવું જોઇએ ! બિચારા કરે શું ! સ્વાર્થને લીધે લાચાર ! પણ તેમણે માથે લીધેલું એ કામ કાંઇ નાનુ સુનુ નથી ! અસલથી જડ ઘાલી બેઠેલા પીર લોકો જેમની મોટાઇની છાપ બીજા લોકોના મનમાં ઘણી મજબુત ઠસી ગએલી હોય છે તેમને ઉડાવવાનું કામ કાંઇ જેવું તેવું નથી ! એ તો એક મહાભારત લડાઇ છે ! વીમાનો

સદો છે! જો થોડા દહાડા પાસો ઠીક પડયો તો તો મૌલાના થોડું ઘણું કાંઇ જોર દેખાડે અને જો કદાચ કાંઇ રોગભોગના પંજામાં સપડાયા તો છ દાંત ને મ્હોં પોળું થઇ જાય! અને હાથ પગ ઘસડવાનો દહાડો આવે! ગમે તેમ થાય તોપણ શું! હાથ પગ ઘસડવાનું તે શું પણ કદાચ નાક કાન જવાનો વારો આવે તો પણ મૌલાના પાછા હઠવાના નહીં! કદાચ જીભ બંધ થાય અને શરીર સુકાય ત્યારે હેઠાં બેસે તો બેસે! ત્યાં સુધી તો નહીંજ! આવા આલિમોને આમ લોકો ગેર–મુકલ્લદ અથવા "વહાબી" કહે છે. તેમનો ધંધો ધરમના નામે હમેશા ધાંધલ કરવાનો હોય છે. તેઓ હર વખત ફસાદ મચાવે છે અને લોકોને ઉસ્કેરે છે. તવારીખ જોશો તો માલમ પડશે કે વહાબી ટોળાએ પહેલાં પણ ઘણું તોફાન મચાવેલું હતું અને હાકમ તથા રૈયતને ખરૂં ખોટું સમજાવી કાંઇકનાં માથાં કપાવ્યાં હતાં. તેઓ પોતાની ખરી મતલબ કોઇની આગળ કહેતા નથી પણ પરદામાં રહીને ધરમને નામે કામ કરે જાય છે. માટે તેમનાથી બચીને ચાલવામાંજ ફાયદો છે.

કેટલાક લોકોનો એ ખ્યાલ છે કે પીર ગુજરી ગયા પછી કાંઇ કરી શકતા નથી. તેમની કરામત જીવતા લગીજ હોય છે પણ આવું કહેનારે સમજવું જોઇએ કે એક સાધારણ મરદ અગર ઓરત પોતાનો જીવ ગતે નહીં જવાથી ભુત અગર ડાકણ થાય છે અને લોકોને વળગી હેરાન કરે છે અને આખા ઘરને ફડફડીયું લાવે છે ત્યારે પીર લોકો કે જે ખુદાના ખરા આશક હોય છે અને જેઓ પોતાનું બધું ખુદાના રસ્તા ઉપર લુટાવી દઇ મહાપદને પામેલા હોય છે તે આ દુનિયાથી ઉઠી ગયા પછી કાંઇ પણ તાકત રાખતા નથી એ કહેવું બિલકુલ પાયા વગરનું છે.

વળી કેટલાક લોકો પીર-વલી લોકો વિષે સનદ માગે છે અને કહે છે કે એ વલી હતા એવી શું સનદ છે? તો આના જવાબમાં પણ આપણે કહીશું કે આવો સવાલ પુછનાર પોતાના બાપનોજ છોકરો છે એવી શું સનદ છે? તેને પુછીએ છીએ તો તે એમ કહે છે કે હું મારી માના કહેવાથી જાણું છું! એની માના કહેવાથી એ પોતાનો બાપનો છોકરો હોવાની સનદ બતાવે છે તો પછી પીર લોકો કે જેમની દરગાહ, ઉરસ, કરામત વિગેરે, જાહેર સનદ જોયા છતાં એ આવા સવાલ ઉભા કરે એ અજાયબ થવા જેવું છે.

---

## તેમનો નફસ.



કેટલાક આલિમ હસદ, બુગજ, કીનો, કપટ, ખુદી એટલી બધી રાખે છે કે જેનો કાંઇ પાર નહીં. જ્યાં ખુદી હોય છે ત્યાં ખુદા હોતો નથી. ખુદી એ એક જાતની નફસાનીયત છે. નફસાનીયત વાળો આલિમ ઘાંચીના બળદની માફક હોય છે. તેની આંખે પણ નફસાનીયતની અંધારી ચડેલી હોય છે. ઘાંચીનો બળદ આખો દહાડો ચાલે તોપણ ઘેરનો ઘેર! તેમ નફસાનીયતવાળા આલિમ ગમે તેટલી પરહેજગારી અને ઇલમ બતાવે પણ તે ઠેરના ઠેર. ઘાંચીનો બળદ આખો દહાડો તેલ પીલી પીલીને મરી જાય છે તોપણ તેને તેલ પીવા મળતું નથી તેમ આવા આલિમનું પણ સમજવું! ખુદા એવા આલિમની ઇબાદતની પણ પરવા રાખતો નથી. ખુદાતાલા એવા

આલિમના ઇલમ, ઇબાદત કે પરહેજગારીથી છેતરાતો નથી. શેતાનનો ઇલમ અને ઇબાદત કાંઇ ઓછાં ન હોતાં, તોપણ એકજ નાફરમાની કરવાથી ખુદાએ તેને પટકી નાખ્યો છે, અને ફરિસ્તામાંથી કહાડી શેતાન બનાવ્યો છે. તો હવે ઇલમ અને ઇબાદતની વાતજ કયાં કરવાની રહી? આલિમોએ ઉપરની બાબત ધ્યાનમાં રાખી પોતાના ઇલમ અને પરહેજગારી ઉપર ફુલાઇ જવાનું નથી. શું તેઓ ખુદાતાલાના હુકમની એક પણ નાફરમાની કરતાજ નથી? ત્યારે તો તેઓ કહે છે કે અમારાથી ભુલ થઇ જાય છે. આલિમો કરે એ ભુલ અને બીજાઓ કરે એ ગુન્હા! ઇન્સાફ તો સારો! પોતે પોતાના ઇલમથી જકાતના ફાયદા બતાવી લોકોને જકાત કહાડવા તૈયાર કરવા! અને તે લેવામાં પોતે શામીલ થવું! પણ પોતાની પાસે પૈસા હોવા છતાં કદી જકાત આપવી નહીં આજ તેમનો સિદ્ધાંત હોય છે! તેઓ મદરસામાં છોકરાઓને ઇલમ પઢાવતા જાય છે, પગાર મેળવતા જાય છે અને સાથે સાથે જકાત પણ લેતા જાય છે. આ હક ગરીબો અને મીસ્કીનો, યતીમો, બેવાઓ અને નીરાધાર લોકોનો હોય છે તો પણ તે ઉપર તરાપ મારવા તેઓ ચુકતા નથી! જો કદાચ તેઓ મહેનત કર્યા છતાં પણ પોતાને માટે જકાત મેળવી શકતા નથી તો પછી મદરસામાં એ જકાત નખાવે છે. ગમે તેમ એક વખત એ રકમ તેમના હાથ ચડવી જોઇએ! પછી એ છે અને મૌલાના છે! પોતાની પાસે પૈસો હોય તો તેઓ સંતાડે અને રમજાનમાં જકાત વહેંચવા લોકો તૈયાર થાય તો તે લેવા પોતે પણ તૈયાર! તે વખતે તો "મેં સબકા ખા જાઉં, મેરા ખાવે વો મર જાવે!" સાહેબ, બતાવો કે લાખ આલિમોમાં કેટલા આલિમો પોતાના પૈસા ઉપર જકાત કહાડતા હશે?

કેટલાક આલિમો વ્યાજ હલાલ હોવાનું બતાવે છે, કેટલાક બીજાઓની અમાનત પચાવી પડવા ફાંફાં મારે છે, કેટલાક બીજાઓના પૈસા દબાવી બેસે છે અને પાછળથી નાદાર થાય છે, કેટલાક લોકોમાં લડાઈ લગાડવાનો ધંધો લઇ બેઠેલા હોય છે, કેટલાક પોતાના માબાપ કે સગાં વહાલાની બીલકુલ દરકાર રાખતા નથી પણ ઉલટા તેમને હેરાન કરે છે, કેટલાક બીજાઓની ફજેતી કરવામાં ખુશ હોય છે, કેટલાક લગનમાં જેના ઘેર વાજાં આવે છે તેના ઘેર જાહેર રીતે ખાવા જતા નથી પણ તેમના ઘેરનું ખાવાનું આવે છે તો તે ખઈ જાય છે, કેટલાક ગાયની કે બકરાની કુરબાની કરે છે અને મન સમજાવવાના મસલા શોધી તેના હાડકા ચામડાં વેચે છે, કેટલાક તો સવારના નવ દસ વાગ્યા સુધી રાહ જુવે છે કે કોઇના ત્યાંથી કાંઇ નોતરું આવે છે! અને છેવટે નથી આવતું ત્યારે પોતાના ત્યાં રંધાવવાની તજવીજ કરે છે, કેટલાક આલિમો એકથી વધારે ઓરતો પરણે છે પણ બધીને સરખી ગણી તેમના હક અદા કરતા નથી, કેટલાક બીજાઓની એબ જોવામાંજ રાત દિવસ મચ્યા રહે છે, કેટલાક કોર્ટમાં ખોટી જબાની આપવા તયાર થાય છે, કેટલાક બીજાઓને જુઠા વાયદા આપે છે અને વખત આવે છે ત્યારે ફરી જાય છે, કેટલાક સ્ત્રીઓ વેચવાનોજ ધંધો લઇ બેઠા હોય છે, કેટલાક આજે એક ઓરત લાવે છે અને થોડા દીવસ પછી તેને ફારગતી આપી બીજી લાવે છે અને આમ આખી જીંદગી આવોજ ધંધો કર્યા કરે છે, કેટલાક પોતાનોજ ફકકો ખરો કરાવવા માગે છે, કેટલાક એવા બેવકુફ હોય કે લોકોના કહેવાથી બીજાઓના સામે એકદમ લડવા તૈયાર થઈ જાય છે અને નકામા હુલ્લડ કરે છે,

કેટલાક તો ખાસ કરીને સૈયદો તથા મશાયખોનીજ દુશ્મનાઇ લઇ બેશે છે, કેટલાક નાહક લડવા તૈયાર થઇ બીજાઓને કોર્ટે ચઢાવે છે, કેટલાક સામસામા નીંદા ભરેલા પરચા–કાગળો છપાવે છે, કેટલાક સામ સામી ગાળોગાળ આવે છે, અને છેવટે તેમનો વરઘોડો કોર્ટ ચડે છે અને તેમની પાછળ મુસલ્લમાનોનો ખરા પરસેવાનો પૈસો બરબાદ થાય છે, કેટલાક સરકાર વિરુદ્ધ નકામી ધાંધળ કરી પોતાની કોમને હલકી પાડે છે, મતલબ કે આવા આલિમો જ્યાં જુઓ ત્યાં તૈયાર ! શું આનું નામ શરીઅત ? શું આનું નામ ઇસ્લામ ? અમારૂં કહેવું એમ નથી કે બધાજ એવા છે. સારા પણ ઘણા છે અને તેઓ ખાસ ખુદાના હુકમ માફક અને પરહેજગારીથી ચાલે છે. જે લોકો ખરા રસ્તા ઉપર છે તેમને તો અમે અમારા પેશવા–મુરબ્બી સમજીએ છીએ પણ જે પોતાની મતલબને ખાતર હલકા કામ કરનારા છે તેમનેજ આ બે બોલ કહેવામાં આવ્યા છે.

કહે છે કે એક મોલવીને એક લખપતીએ પુછયું કે મારે લાખો રૂપીઆની પુંજી છે તેથી શરીઅતના હુકમ પ્રમાણે બાર મહીને હજારો રૂપીઆ જકાતમાં કહાડવા પડે છે માટે કોઇ એવો મસલો બતાવો કે રૂપીઆ બચે. મોલવીએ કહયું કે મસલો તો બતાવીશ પણ તેને ખરો કરાવવા ઘણો ખરચ કરવો પડશે. એક વખત પાંચ દસ હજાર રૂપીઆ મોલવીઓને આપશો તો તમારે બાર મહીને હજારો રૂપીઆની જે જકાત કહાડવી પડે છે તે બચી જશે. પેલા લખપતીએ તે પ્રમાણે આપવા કબુલ કર્યું ત્યારે મોલવી સાહેબે ફતવો કહાડી આપ્યો કે તમારે બાર મહીને જેટલી જકાત કહાડવાની હોય તેટલી રકમની ભારે ભારે નોટો અને ગીનીઓનું એક પોટલું બાંધી

તેને એક ટોપલાની અંદર મુકવું અને તે પોટલાને મુકયા પછી ટોપલામાં ઘઉં ભરી દેવા. પછી જકાત આપવાની નૈયત કરી તે ટોપલો ને ટોપલો કોઈ ગરીબને આપવો અને જેવો તે તમારા ઘર આગળથી બે ડગલાં ચાલીને જાય તેવાજ તમારે એની પાસેથી પેલો ટોપલો ઘઉં સહીત વેચાતો લઈ લેવા તમારા કોઇ માણસને તમારા ઘર આગળ તૈયાર રાખવો. ઘઉં ભરેલા ટોપલાની કીંમત બહુ તો ત્રણ ચાર રૂપીઆ હશે તેના બદલામાં તમારો ત્યાં હાજર રાખેલો માણસ સાત આઠ રૂપીઆ આપવા તૈયાર થશે તો પેલો જકાત લેનાર માણસ પોતાના ઘઉંના ટોપલાનો ભાર ઉચકવો મટે અને વળી બમણી કીંમત મળે તો તે તરત આપી દેવાનો ! પણ તમારે તમારા માણસ પાસે જેને તમે જકાત આપો તેનાથી પ્રથમ કબુલ કરાવી લેવું કે શેઠના ત્યાંથી તેને જે જકાત મળે તેની હું દેખીતી વધારે કીંમત તને આપું તો તે ટોપલો તારે મને કીંમત લઇને આપી દેવો ! પેલો લેનાર તેમ કરવા કબુલ થશે કારણ કે તેને તો કાંઇને કાંઇ મળશેજ ! પછી તે ચાર રૂપીઆ હોય કે દસ રૂપીઆ હોય ! તેથી તેને પણ કાંઇક મળશે અને તમારી જકાત અદા થએલી મનાશે. હું આ મસલો તૈયાર કરૂં છું અને પુરેપુરો લખીને તમને ખબર આપીશ એટલે તમે મને મોલવીઓને આપવાની રકમ આપજો એટલે હું બધે મારી જાતે જઈ આવી મસલા ઉપર મોલવીઓની સહીઓ લઇ આવીશ ! જો મારો કહાડી આપેલો મસલો ખરો ઠરે તો તમારે મારી સાથે જે વહેવાર કરવો હોય તે કરજો. હું તમને બાર મહીને હજારો રૂપીઆનો ફાયદો કરી આપીશ જેનો વિચાર તમારે પોતેજ કરવાનો છે ! એ બાબતમાં હું જાતે બોલી શકું નહીં

કારણ કે કોઇની આગળ સવાલ કરવાનું શરીઅત મના કરે છે! અને હું તો શરીઅતના વિરૂદ્ધ કાંઇ પણ કામ કરી શકતો નથી! હવે અહીં જોવાનું એ છે કે ઉપલી જકાત કહાડવાની યુકતી બતાવતી વખતે મોલવી સાહેબને કાંઇ શરમ ન આવી અને અહીં હવે તેમને શરમ આવે છે! પણ અહીં પણ તેઓ એમ જણાવી પોતાની છાપ પેલાના મનપર વધારવા માગે છે કે મોલવી સાહેબ બિચારા ઘણા નેક માણસ છે કે તેમણે મને દર વરસે હજારો રૂપીઆનો ફાયદો કરી આપ્યો છતાં કાંઇ પણ માગતાં નથી! શું કમસુખન માણસ છે! આવા ખ્યાલથી પેલો લખપતી મોલવી સાહેબને બહારથી મસલો ખરો કરાવી લાવવાનાં ખરચ ઉપરાંત પાંચ સાત હજાર રૂપીઆ આપી દે છે. કારણકે બાર મહીને વીસ પચીસ હજાર રૂપીઆની બચત કરાવી આપનારને આટલી રકમ આપતાં શું ખોટ જાય એમ છે! વળી મોલવી સાહેબ પણ પોતાને જે રકમ મળે છે તે ગનીમત સમજે છે કારણ કે એટલી રકમ તો તેમની આખી જીંદગી વાએજ કરી કરીને વહી જાત પણ ન મળત! તેથી જે મળ્યું તે ખરૂં! કયાં ધી વેચ્યું હતું વળી ઉપરથી તેઓ પેલા લખપતીને સમજાવે છે કે શું ઉમદા રસ્તો ખુદાતાલાએ શરીઅતનો બનાવ્યો છે! માણસને માટે તેમાં જોઇએ તેવી સવડ અને આસાની કરી આપી છે! પણ અમારા જેવાને પુછે ત્યારે રસ્તો નીકળે ને! અમે લોકોને ઘણા સુધારવા માગીએ છીએ પણ સુધરતા નથી. અમને લોકોની બહેતરી માટે અને તેમને ખરા રસ્તા ઉપર લાવવા માટે એટલી બધી કાળજી છે કે અમે તેમના ગમમાં રાત દહાડો સુતા નથી! અમે

તેમને વાએજ કરીએ છીએ, વાતો સંભળાવીએ છીએ, ચોપડીઓ છપાવી તેમને નસીયત કરીએ છીએ અને તેમને ઇલમ પઢાવવા તૈયાર છીએ ! શું આ અમારી કોશીશો તેમને માટે કાંઇ જેવી તેવી છે ! અમે તેમને સુધારવાની કાળજીમાં પેટ ભરીને ખાતા પણ નથી ! હવે આવા આલિમોને કહેવામાં આવે છે કે જો લોકોને સુધારવાનીજ તમને કાળજી હોય તો હલકો ધંધો કરનારી અને બજારમાં બેસનારી સ્ત્રીઓને તેમના સાથીઓને તથા ધોળે દહાડે નીશો કરનારાઓને જઇને કેમ સુધારતા નથી! જો તમને મખલુકનો ગમ હોય તો ચકલામાં અને પીઠાઓમાં, જુગારખાનામાં જઇને કેમ વાએજ કરતા નથી ! જો સુધારવાનો ખ્યાલ હોય તો વેશ્યાઓને સુધારોનો અને તેમને નિકાહ વિગેરે પડાવી ઠેકાણે પાડોને ! જે આવી મોટી મોટી બદલામીઓ છે તેને સુધારવા આગળ પડોને સાહેબ ! બીજાની પાછળ શા માટે ફાંફાં મારો છો ?

આ વખતે તો તેઓ પાછા પડે છે કે રખેને કોઇ બજારની બેસનારી તેમને પીકદાન દઇ મારે અથવા કોઇ રિંદ શરાબી તેમના માથા સાથે બાટલીઓ અફાળી તેમની પાઘડી પાડી નાખે! એમ તો તેઓ ઘણા દુરઅંદેશ હોય છે ? તેઓ એટલું તો સમજે છે કે કયા ઓવારે ઉતરવાથી લાભ થાય છે ! તેમણે પણ ઇલમ પઢેલો હોય છે ! એમ કાંઇ તેઓ છેકજ બેવકુફ હોતા નથી ! તેઓ સમજે છે તો બધું પણ મતલબ સિવાય બીજી કાંઇ વાત તેઓ કરતા નથી !

કેટલાક લોક કહે છે કે જો આલિમને બેચેન કરવો હોય અને તેને બાળવો હોય તો તેના જોતાં કોઇ બીજા આલિમને રૂપીઆ રેડો

આપશે. જો તે આ પ્રમાણે આપતાં જોશે તો તેની રગેરગ સળગી ઉઠશે અને બે દીવસ સુધી એને એજ બળાપો થયાં કરશે ! અને આપનાર અને લેનાર વિશે બીજી કોઇ રીતે લોકોમાં હજારો હજાર વાતો કોઇ મસ્જીદમાં કે કોઇ મદરસામાં કે કોઇ મહેફિલમાં બેસીને કરશે ! આ શેતાની અને હેવાની ખાસીયત નહીં તો બીજું શું ! શું ખરા અને ખુદાવાળા આલિમ આવા હોય ? હવે આવા આલિમો ઉપર ખુદા નારાજ ન હોય અને તેઓ દરબેદર ભીખ માગતા ન ફરે તો બીજું શું થાય !

જો તેમને હલકા કામ સિવાય બીજો ધંધોજ હાલ ન હોય અને નકામો વખત ગાળતા હોય તો આવા વખતમાં સરકારને લસ્કર માટે માણસો મેળવી આપવા કોશીશ કરે તો ઘણું સારૂં કે કાંઇ ફાયદો થાય, અથવા પોતે નવરા બેઠા કરતાં લડાઇમાં જાય તોપણ દેશનું કલ્યાણ થાય, આમ "નવરો બેઠો નખ્ખોદ વાળે" એમ રહેવાથી શું ફાયદો ?

વળી કેટલાક લોકો તો એવા હોય છે કે તેઓ મોલવી હોતા નથી તોપણ પોતાને આલિમમાં ખપાવવા આગળ પડે છે ! અરબી, ફારસી તો જાણતા નથી પણ ફકત થોડું ઘણું ઉર્દુ વાંચતાં આવડે છે એટલે લઇ દોડે છે કે અમે પણ આલિમ છીએ ! સુંઠનો ગાંગડો હાથ આવ્યો કે બન્યા ગાંધી ! આવા લોકો બીજાઓની લખેલી કિતાબોનાં તરજુમા કરે છે અને બહાર બતાવવા માગે છે કે પોતે ઇસ્લામ સાથે ઘણી દીલસોજી ધરાવનારા અને પરહેજગાર છે ! પણ જો તેમની ખાનગી જીંદગી તરફ નજર કરશો તો જણાશે કે કાંતો

તેઓ ધરમાદા વક્ક્ ફંડ ઉપર કાતર ચલાવતા હશે કે કાંતો લોકોનું લેણું ખોટું કરી જીવ બચાવતા હશે! હવે આવા લોકો કોમની બહેતરી કરવા બહાર પડે એમાં શું દહાડો વળે!



## તેમનો અંત.



પેગમ્બર સલ્અમે ફરમાવ્યું છે કે જે માણસ લોકોને સંભળાવવા અને દેખાડવા માટે કાંઇ સારૂં કામ કરે છે તેને તેનો બદલો મળવાનો નથી. વળી પોતે ફરમાવ્યું છે કે જે માણસ દીનના કામ દુનિયાં મેળવવા માટે કરે છે તેનું મ્હોડું કયામતના દહાડે કાળું થાય છે અને તેનું નામ જહન્નમવાસીઓમાં લખાય છે, અને તેના ઉપર તમામ મખલુકની લાનત વરસે છે. ખુદાતાલા પણ ગુસ્સે થઇને તેને પુછશે કે તને આવું કરવાથી શું ફાયદો થયો? વળી પેગમ્બર સલ્અમે ફરમાવ્યું છે કે આખર જમાનામાં એવા માણસો પેદા થશે કે જાહેરમાં પરહેજગારીનો પોશાક પહેરશે અને સારી સારી વાતો કરશે પણ અંદરખાને તે વરૂની ખાસીયતવાળા હશે. તેઓ દગા અને ફરેબથી દુનિયાંને મેળવી લેવાની કોશીશ કરશે અને તેઓ એવા ફિસાદ ઉભા કરશે કે મોટા મોટાઓની અક્કલ હેરાન થઇ જશે. પેગમ્બર સલ્અમે ફરમાવ્યું છે કે જે માણસ લોકોને દેખાડવા માટે કુરાન શરીફ પઢે છે અને તેમને સંભળાવી રાજી કરી દુનિયા મેળવવા પાછળ મંડયા રહે છે, તેમને જહન્નમમાં આવેલા એક

અઘોર જંગલમાં નાખવામાં આવશે. જે માણુસ લોકોના દેખતાં સારી રીતે નમાજ પઢે અને એકલો હોય ત્યારે ગમે તેમ પઢે તો તે ખુદાની હાંસી કરે છે. લોકોને દેખાડવા માટે નમાજ પઢવી અને રોજો રાખવો એને પેગમ્બર સાહેબે શિરક ગણેલ છે. અને એવી રીતે કરનારને મુશરિક જણાવેલો છે. આલિમોએ સમજવું જોઇએ કે તાજીઆ પૂજનારાજ મુશરિક છે એવું કાંઇ નથી પણ લોકોને દેખાડવા નમાજ પઢનાર અને રોજો રાખનાર પણ મુશરિક છે. હવે ત્યારે કહો કે જે આલિમ દુનીયામાં પોતાનું સારૂં ગણાય તેટલા માટે ઇબાદત કરે તેનામાં અને પત્થરની આગળ સીજદો કરનારમાં શું તફાવત છે? આ તો બુત–પુરસ્ત છે પણ પેલા તો ખુદ–પરસ્ત છે! તે પોતાનું દુનિયામાં સારૂં કહેવાય તેટલા માટે નમાજ પઢે છે નહીં કે ખુદાને માટે! વળી કેટલાક આલિમે તો પૈસાનીજ નમાજ પઢે છે. કેટલાક પેશઇમામ જો પૈસા મળે તો નમાજ પઢે નહીં તો ચલવા માંડે! વળી કેટલાક ગામના આગેવાનોની નમાજ પઢે છે! તેઓ કહે કે આમ પઢજો તો આમ પઢે છે, અને કહે કે એમ પઢજો તો એમ પઢે છે. કેટલાક જાહેલ, મુરખા, ફરેલા, વ્યાજ ખાનારા પૈસાદાર આગેવાનો કહે છે કે ફાતેહા પઢજો તો પઢે છે અને કહે છે કે ના પઢજો તો નથી પઢતા. તો શું આ ખુદાની નમાજ થઇ કે ગેર–ખુદાની! લોકોની બીદઅતો જોવા તૈયાર થઇ જાય છે પણ પોતે હડહડતા અને કબીરા ગુન્હા રાત દીવસ કરે છે તે જોતા નથી!

એક દહાડો હઝરત મઆઝ પેગમ્બર સલ્અમની તુરબત આગળ રડતા હતા તે જોઇ હજરત ઉમ્મરે પુછ્યું કે શા માટે રડો છો? ત્યારે કહ્યું કે પેગમ્બર સલ્અમની (હદીસ) કહેણ મને યાદ આવી છે તેથી રડું

છું. તેઓ ફરમાવતા હતા કે જરા પણ રીયા-કપટ માણસમાં હોય તો તે શિરક છે અને તમારા છુપા શિરક એટલે રીયા, કામ વાસના (શહેવત) અને તમારી દુનીયાની મહોબ્બતથી હું ઘણો ડરૂં છું. કદાચ કોઇ માણસ એક રાઇના દાણા જેટલો પણ શિરક કરશે તો ખુદાતાલા તેનું તેવું રીયાવાળું કામ કદી કબુલ કરશે નહીં. એક સાધારણ માણસ વિશે આવું ફરમાન છે તો ઇલમ પઢેલા આલિમોએ પોતાના મનમાં ખુબ વિચાર કરવો જોઇએ. બુત પુરસ્તી એ જાહેર શિરક છે. પણ હસદ (અદેખાઇ) બુગજ, કીનો, કપટ, રીયા, દગલબાજી, ગુસ્સો, જુઠાણું અને જાહેર ઇબાદત વિગેરે છુપા શિરક છે, જેને માટે પેગમ્બર સલ્અમ પણ ઘણી ધાસતી દર્શાવતા હતા. પેગમ્બર સલ્અમે ફરમાવ્યું છે કે કેટલાક સખસોને જન્નત તરફ લાવવામાં આવશે અને તેઓ તેમાંની ઉમદા ઉમદા ચીજો જોશે અને તેનો ઉંપભોગ કરવા ખાએશ કરશે તેટલામાં તેમને જહન્નમમાં લઇ જવામાં આવશે. તેઓ ખુદાને અરજ કરશે કે હે અલ્લાહ, અમે જહન્નમને લાયક હતા ત્યારે અમને જન્નત તરફ શા માટે મોકલ્યા હતા? તો હુકમ થશે કે તમે લોકોની બીકને લીધે સારા કામ કરતા હતા અને એકલા પડતા હતા ત્યારે મારો હુકમ બરાબર બજાવતા નહોતા. તમે લોકોને રાજી રાખવા કોશીશ કરતા હતા મને રાજી રાખવા માટે કરતા નહોતા. એટલે તમે દુનિયામાં ઠગવાના ધંધા કરતા હતા તેથી આજ તમારી સાથે પણ એમજ કરવામાં આવ્યું છે! તમારી ઠગબાજીનુંજ આ ફળ છે! વળી પેગમ્બર સલ્અમે ફરમાવ્યું છે કે દીનના ઇલમ દુનિયાની ગરજ માટે, મોટાઇ માટે, ટંટા ફિસાદ માટે અને લોકોને પોતાની તરફ ખેંચવા માટે જે માણસ શીખશે તે

જન્નતની હવા પણ સુંધી શકવાનો નથી; બલકે તેનો સઘળો ઇલમ બરબાદ જશે, અને તેને જહન્નમમાં નાખવામાં આવશે, તેના મ્હોડામાં આગની લગામ પહેરાવવામાં આવશે, અને તે કયામતને દહાડે ફજેત થશે. વળી કહયું છે કે જે માણસ પોતાની બોલવાની ચતુરાઇ અને છટાથી લેકોને પોતાની તરફ ખેંચવા ઇલમ શીખશે તેનું એક પણ કામ—ફરજ કે નફિલ—ખુદા કબુલ કરે નહીં. કેટલાક આલિમો એમ ઇચ્છા રાખશે કે દુનિયાદાર માણસની પાસ જઇને દુનિયાનો ફાયદો પણ મેળવીએ અને દીન પણ બચાવી રાખીએ તો તે તદન બનાવવાજોગ નથી કારણ કે કાંટાવાળા ઝાડ ઉપરથી કાંટો વાગ્યા વિના રહેતો નથી. દીનનો ઇલમ દુનિયા મેળવવા અને ઉલટે રસ્તે ચાલવા શીખવામાં આવે તેથી ખોટુ પરિણામ આવ્યા વગર રહેવાનું નથી. શરીઅતમાં લખ્યું છે કે બદઅમલ આલિમને આંતરડાં પકડીને ઘંટીની માફક જહન્નમમાં ફેરવવામાં આવશે અને દોજખના માણસો તેની આસપાસ તમાશો જોવા ઉભા થશે, અને કહેશેકે તું તો દુનિયામાં અમારો મોલવી હતો અને અમારો પેશઇમામ હતો અને હમે તને નેક માણસ જાણતા હતા અને તારી આજે આ હાલત ? ત્યારે પેલો મોલવી કહેશે કે ભાઇ મારોજ કસુર છે. હું તમને વાયજ કરતો હતો પણ હુંજ તે પ્રમાણે ચાલતો નહોતો, તેથી મારે આફતમાં સપડાવું પડયું છે. પેગમ્બર સલ્અમ જ્યારે મેરાજમાં ગયા ત્યારે ત્યાં તેમણે એક કોમ જોઇ જેના હોઠ આગની કાતરથી કાતરવામાં આવતા હતા. તેમણે જીબ્રાઇલ ફરિસ્તાને પુછ્યું કે આ લોક કોણ છે ? ત્યારે જીબ્રાઇલે કહ્યું કે એ આપની ઉમ્મતના મોલવીઓ છે જે માટે વાયજ કરતા હતા પણ પોતે તે પ્રમાણે ચાલતા નહોતા.

મઆઝ—બિન—જબલે પેગમ્બર સલ્અમને પુછ્યું કે આપની ઉમ્મતના સૌથી વધારે શરીર (ફિસાદ કરનાર) લોકો કોણ છે? તો પોતે કહ્યું કે સૌથી વધારે શરીર બદચલન આલિમ છે. પેગમ્બર સલ્અમે ફરમાવ્યું છે કે માણસ જયાં સુધી તેનું દીલ તેની જીભની માફક અને તેની જીભ તેના દીલની માફક કરતો નથી ત્યાં સુધી તે મોમિન-ઇમાનવાળો થઇ શકતો નથી. જયારે કેટલાક બદ અમલ આલિમોને જહન્નમમાં નાખવામાં આવશે ત્યારે જહન્નમના બીજા માણસોને તેમના આવવાથી ઘણી તકલીફ થશે એટલે જહન્નમવાસીઓ આલિમોને કહેશે કે તમે એવો તે શું ગુન્હો કર્યો છે કે તમારે લીધે અમારે આફત ભોગવવી પડે છે? ત્યારે પેલા લોકો કહેશે કે ભાઈ અમે મોલવી હતા પણ અમારૂં ચલણ ઇલમ પ્રમાણે ન હોતું તેથી અમારી આ હાલત થઇ છે. ફળી પોતે ફરમાવ્યું છે કે જે માણસ એમ મોટાઇ કરે કે હું મોટો આલિમ છું તો ખરેખર તે જાહેલ-અજ્ઞાન અને નાલાયક છે. વળી ફરમાવ્યું છે કે ઝગડા કરનારા લોકો ભુલા પડેલા છે ખુદા તેમને બીલકુલ પસંદ કરતો નથી. નકામા ઝગડાને તો કુરાન શરીફમાં કુફર ગણેલ છે. એક દીવસે પેગમ્બર સલ્અમના કેટલાક અસહાબ-સાથીઓ કોઇ બાબત ઝગડો કરી રહયા હતા તેટલામાં પેગમ્બર સલ્અમ ઘરમાંથી નીકળ્યા અને તેમની ઉપર ઘણા ગુસ્સે થયા અને કહયું કે તમારી પહેલાના કેટલાક લોકો આવી રીતે ઝગડા કરીનેજ બરબાદ થયા છે. માટે તે છોડી દો. એવા ઝગડા કરવા એ મુસલમાનને લાયક નથી. તેથી કોઇનું પણ ભલું થતું નથી, બલકે તેનાથી નુકશાન પહોંચે છે અને ભારે ગુન્હો થાય છે. હું એવા માણસની કયામતના દિવસે કદી શફાઅત-શીફારસ કરવાનો નથી. મને પોતાને તેમ કરવાની મનાઇ છે.

ઉપરનાં ફરમાનો ઇસ્લામની કીતાબોમાં લખેલાં છે. તો શું એનાથી આલિમો વાકેફ નહીં હોય ? કેટલાક આલિમો લોકોને કહે છે કે અમે તમને કયામતના દહાડે બતાવી શું કે તમારા શું હાલ થાય છે ! આવી રીતે બોલનારા આલિમોએ ઉપર લખેલી આલિમો વિશેની હકીકતનો વિચાર કરવો જોઇએ ! નફ્સી નફ્સીના મેદાનમાં * તેમનેજ શુદ્ધ નહીં હોય તો પછી તે બીજાઓને ત્યાં શું દેખાડી શકવાના હતા ! જહન્નમ તો આવા આલિમોથીજ સળગવાની છે એ શું યાદ આવતું નથી ? આવા આલિમો માટે કોઇએ કહયું છે કે,

મોલવી નહીં માલવી હેં જાતકે,
ફિલ—હકીકત બેલ હેં ગુજરાતકે.

હાલમાં અમોએ " આલિમોને બે બોલ " એ નામની આ કિતાબ બહાર પાડી શરૂઆત કરી છે, પણ " મશાયખોને બે બોલ, " " ફકીરોને બે બોલ, " " સાધુઓને બે બોલ, " વિગેરે નામની કિતાબો પણ બહાર પાડવા ઇરાદો રાખીએ છીએ, કે તેઓ પણ પોતાની ફરજો શું છે તે જાણે.

* પોતપોતાની પડેલી હોય એવા વખત.



# આ કિતાબ ક્યાં મળશે.



આ કિતાબ અમોએ લોકોના તથા આલિમો–મોલવીઓના ...યદા માટે છપાવી છે તેથી તેનો ઘણો ફેલાવો થવાની જરૂર છે ...રણ કે જો તેઓ સુધરી જશેતો ઇસ્લામને એક મજબૂત ટેકો મળશે. ...લાક અવીચારી, સ્વાર્થી, અને નફસાનીયતવાળા બે અમલ મોલ- ...ઓ અમારા ઉપર હુમલો કરવા તૈયાર થશે તેની પણ દરકાર કર્યા ...વાય અમોએ કિતાબ ફકત તેમને ફાયદો પહોંચાડવા બહાર પાડી છે ... બીજા લોકો તેને ખરીદ કરી ફાયદા માટે તેનો ફેલાવો જેમ બને ...મ વધારે કરશે તો તેમણે ઇસ્લામની ઉમદા ખીજમત કરેલી ગણાશે. ...ક જણના વાંચવામાં આ કિતાબ આવે આ હેતુથી તેની કીંમત પણ ...જ રાખવામાં આવી છે. જે લોકો આસુદા છે તેમને તથા આલિમોને ...મારી વિનંતી છે કે તેમણે જથાબંધ આ કિતાબ ખરીદ કરી લોકોમાં ...ફત વહેંચવી. અમારી પાસે એટલાં સાધન નથી; નહીં તો અમે ...તેજ તેને મફત વહેંચત પણ જો સાધનવાળા માણસો આ કિતાબને ...તેજન–ટેકો આપશે તો તેમનું આ કામ બેઅમલ આલિમોને ઇસ્લા...ના રસ્તા ઉપર લાવવાનું સવાબવાળું ગણાયા વગર રહેવાનું નથી. ... આનો વિશેષ ઉઠાવ થશે તો અમે બીજી આવૃત્તી જલદી બહાર ...ડીશું અમારી આ કોશીશ ઇસ્લામ, મખલુક અને સરકારના ભલા ...ટે છે માટે. અમારી કિતાબને ઉત્તેજન આપવાથી બધાને ...યદોજ છે.

જ. હુ. ન. ગંડાપુરી વડોદરાવાલા.

આ પુસ્તક નીચેને ઠેકાણેથી મળી :



સુરત—મટુભાઇ બ્રો૦ ઍન્ડ કું૦

બુક પબ્લીશર્સ, કોટવાળી શેર

મુ૦ સુ

અને

વડોદરા— કોઠારી ગંગારામ ભાઇદાસ

ઠે૦ ખુશાલચંદ શેઠને ત્યાં. મહેતા પોળમાં

મુ૦ વડોદરા.

ભરૂચ—કૃષ્ણલાલ ઉત્તમરામ મલજી

ઠે૦ ચુનારવાડા

મુ૦ ભરૂચ.

